# રાજવી

## મેકિયાવેલી

અનુવાદક
યશવન્ત શુક્લ



સાહિત્ય અકાદેમી
નવી દિલ્હી

*Rajavi*. This translation in Gujarati by Yashvant Shukla of Machiavelli's *The Prince* is published with the assistance of Unesco as part of Unesco's Major Project for furthering mutual appreciation of Eastern and Western cultural values. Sahitya Akademi, New Delhi. Rs. 4- 1969.


પ્રથમ આવૃત્તિ ૧૯૬૯




મુદ્રક :
ઉદ્યોગશાળા પ્રેસ,
કિંગ્સવે કેમ્પ, દિલ્હી-૯



પ્રાપ્તિસ્થાન :
**સાહિત્ય અકાદેમી**
રવીન્દ્ર ભવન, નવી દિલ્હી

રવીન્દ્ર સરોવર સ્ટેડિયમ,
બ્લોક ૫-B કલકત્તા-૨૯

૨૧, હેડોઝ રોડ, મદ્રાસ-૬




મેકિયાવેલીના રાજવીનો શ્રી યશવન્ત શુક્લે કરેલો આ અનુવાદ પૂર્વ તેમજ પશ્ચિમનાં સાંસ્કૃતિક મૂલ્યોના પરસ્પર આદરના સંવર્ધન માટેની યુનેસ્કોની મુખ્ય યોજના અનુસાર યુનેસ્કોની સહાયથી પ્રકટ કરવામાં આવ્યો છે.—
સાહિત્ય અકાદેમી, નવી દિલ્હી (૧૯૬૯)

# પ્રવેશક[1]

મેકિયાવેલી ૧૪૬૭ના મેની ત્રીજીએ ફ્લોરેન્સમાં જન્મ્યો હતો. એનું કુટુંબ પુરાણું અને ખાનદાન હતું અને એને તે સમયની પદ્ધતિએ શિક્ષણ મળ્યું હતું. લેટિન અને ગ્રીકભાષાના લેખકોનો તેણે અભ્યાસ કર્યો હતો. પરંતુ એના સમયમાં એ પ્રકારના શિક્ષણનો મુખ્ય ધ્યાનવિષય વ્યાકરણ અને શૈલી હતો. તેમાં એણે સીધો રસ દાખવ્યો ન હતો.

પરિણામે એ કદાપિ શુષ્ક પંડિત કે માત્ર સાક્ષર બની ન રહ્યો અને પુસ્તકપ્રેમ એટલે ઇતિહાસ અને માનવચિત્તના કવિઓ માટેનો તીવ્રતમ રસ એવો અર્થ એણે ગ્રહ્યો. ઘટનાઓ અને મનુષ્યો, પછી તે ગમે તે પ્રકારનાં કે સ્થિતિનાં હોય તો પણ તેમનો પ્રત્યક્ષ અનુભવ એણે ટાળ્યો નહીં.

૨૯ વર્ષની વયે પોતાના નગરની પ્રવૃત્તિઓમાં એણે સક્રિય ભાગ લેવા માંડ્યો. તે દિવસોમાં ફ્લોરેન્સ એક સ્વતંત્ર નગરરાજ્ય હતું. ૧૪૯૮માં મેકિયાવેલી "બીજા એલચીખાતામાં" સચિવ બન્યો અને આંતરિક બાબતો અને યુદ્ધ એ બે ખાતાં એણે સંભાળ્યાં.

વ્યવહારુ બાબતોમાં એની સિદ્ધિઓ ભાગ્યે જ પરખાઈ આવે તેવી હતી તેનું કારણ અમુક અંશે જો એનો પ્રમાદ હતો તો અમુક અંશે એ પણ ખરું કે લશ્કરી રાજકારણની આંટીઘૂંટીઓ સમજવા કરતાં સિદ્ધાંત બાંધવામાં એનું મન વધારે પરોવાયેલું રહેતું હતું. પણ પોતાની કામગીરી બજાવતાં એણે જે નિરીક્ષણ કર્યું તેણે એને રાજશાસન વિશેનો પોતાનો મૌલિક સિદ્ધાંત ઘડવામાં સહાયભૂત થાય એવા વિચારોની ભૂમિકા પૂરી પાડી. આ એ

---

૧. આ ઉત્તમ પ્રવેશક માટે સાહિત્ય અકાદમી મધ્ય પૂર્વ અને દૂર પૂર્વ માટેના ઇટેલિયન ઇન્સ્ટીટયૂટની ઋણી છે. એનું અંગ્રેજી ભાષાન્તર બ્રિટિશ કાઉન્સિલના બંધુકૃત્યને આભારી છે. ઈટલીની આ પ્રશિષ્ટ કૃતિ જેનો સઘળી મુખ્ય ભારતીય ભાષાઓમાં અનુવાદ થઈ રહ્યો છે તેની ભારતીય ભાષાઓની આવૃત્તિઓ માટે આ પ્રવેશક સાહિત્ય અકાદમીની વિનંતીને માન આપીને લખી આપવામાં આવ્યો છે.

વર્ષો હતાં જેમાં ઉત્પાતના લાંબા ગાળાને અન્તે ફ્રાન્સ અને સ્પેન સંગઠિત સત્તાઓ બન્યાં હતાં. બળવાન રાજ્યો તરીકે તેમણે યુરોપિયન વર્ચસ્વના ખ્યાલને ઉત્તેજન આપવા માંડ્યું. સામે ઇટલીના દ્વીપકલ્પમાંનાં નાનાં રાજ્યો લડાઈ જઇને પાયમાલ થઇ ગયાં હતાં અને આ વિદેશી ભયની સામે એકત્ર થવાના માર્ગો શોધવાને સાવ અસમર્થ હતાં.

મિલાન તો ક્યારનું યે, ૧૪૯૯માં, ફ્રેન્ચોના હાથમાં પડ્યું હતું. ૧૫૦૯માં નેપલ્સ સ્પેનનો પ્રાંત બન્યું હતું. ફ્લોરેન્સનું પ્રજાસત્તાક રાજ્ય પોતાની સ્વતંત્રતા સલામત રહે એવી આશા ભાગ્યે જ સેવી શકે તેમ હતું. જૂથોના આપસઆપસના કલહોથી અંદરથી નબળા પડી ગયેલા એ રાજની સ્વતંત્રતા, ૧૪૯૪માં જેને દેશનિકાલ કરવામાં આવેલું તે મેડીસી કુટુંબના ફરીવાર સત્તારોહણના સંભવને કારણે, જોખમમાં મૂકાઇ હતી.

આખા ઇટલીમાં ઘટનાઓના નાટ્યાત્મક વિકાસને મેકિયાવેલી કરતાં વધારે સારી રીતે સમજી શકે અને એનું અર્થઘટન કરી શકે એવું કોઈ ન હતું, એમ નિશ્ચિતપણે કહી શકાય.

તેની સરકારે એને વિવિધ પ્રકારનાં ખાસ કામોની સોંપણી કરી હતી. આ કામો એને ઇટલીની સરહદની પાર ઠેઠ જર્મની સુધી લઇ ગયાં. આને લીધે તેના ચિત્તમાં કેટલાક નિશ્ચયો પાકા થયા જે એના આયુષ્યકાળ દરમ્યાન બદલાયા ન હતા. ખૂબ ચીવટપૂર્વક કારણ અને કાર્યની જટિલ લીલાનું રહસ્ય સમજવાની એણે ટેવ પાડી હતી. ખૂબ તીક્ષ્ણ નજરે મનુષ્યોનાં કાર્યો પાછળના સાચા હેતુઓની ભાળ મેળવવાનું અને ઇતિહાસના ઉઘડતા જતા દૃશ્યપટમાં શું મનુષ્યના સંકલ્પને આભારી હતું અને શું મનુષ્યની ધારણાઓમાંથી છટકી જતું હતું તેનો ભેદ કરવાનું એ શીખતો રહ્યો, અને આપણે હવે પછી જોઈશું તેમ, જેને એ 'દૈવ' કહેતો હતો તેના પ્રભાવ હેઠળ તે આવ્યો.

આ કાર્યો અંગેની એની નોંધો, એના પત્રો અને એના હેવાલોને જો આપણે ખરેખર એના મહાન ગ્રંથના પ્રારંભિક ખરડા ન ગણી શકીએ તો એની તૈયારીરૂપ સામગ્રી તો વાજબી રીતે જ ગણી શકીશું.

૧૫૧૨માં પોપ જુલિયસ બીજાએ સ્પેન અને વેનિસ સાથે સંધિ કરી જેણે ઇટલીમાંના ફ્રેંચોને હરાવ્યા અને, આપણે અગાઉ જોયું તેમ, ૧૪૯૯થી મિલાન ઉપર તેમણે કબજો જમાવ્યો હતો તે છોડી દેવાની ફ્રાન્સને ફરજ પાડી. ફ્લોરેન્સ નગર ફ્રેંચો સાથે જોડાયેલું હોવાથી આ સંકટમાં સપડાયું અને તે કારણે મેડીસી કુટુંબ ફરી સત્તા પર આવે તે શક્ય બન્યું.

પોતાના નવા સ્વામીનું શરણ લેવાનું મેકિયાવેલી પૂરતું જે પરિણામ આવ્યું તે એ હતું કે એણે પોતાનું સચિવપદ ગુમાવ્યું અને એક વર્ષ સુધી એને કારાવાસમાં રહેવું પડ્યું. પાછળથી મેડીસી કુટુંબ સામેના એક કાવતરામાં ભાગ લેવાનો એના પર સંદેહ આવ્યો. એની ધરપકડ કરવામાં આવી, અને એના ઉપર જુલ્મ ગુજારવામાં આવ્યો. એ નિર્દોષ પુરવાર થયો, એને છોડી મૂકવામાં આવ્યો અને ફ્લોરેન્સથી થોડાક માઇલના અન્તરે ગ્રામપ્રદેશમાં આવેલા એક નાનકડા ઘરમાં એક પ્રકારનો સ્વૈચ્છિક દેશવટો સ્વીકારીને એ રહેવા લાગ્યો.

આ એકાંતવાસમાં, પરાણે લદાયેલી આ ફુરસદમાં, એના પ્રિય રોમન ઇતિહાસકારોના અભ્યાસમાં એ નિમગ્ન થયો અને અટક્યા વગર એણે ૧૫૧૩ના જુલાઈ અને ડિસેમ્બરના વચગાળામાં એનો ગ્રંથમણિ રાજવી લખ્યો. ૧૫૨૦ સુધી તે આ એકલવાસમાં રહ્યો અને આ વર્ષો એ એનાં શ્રેષ્ઠ સર્જનનાં વર્ષો છે, કેમકે રાજવી ઉપરાંત એણે સમાલોચનો તેમજ ઇતિહાસ અને રાજ્યશાસ્ત્રનાં લક્ષણવાળાં બીજાં પુસ્તકો, “યુદ્ધ કલા” વિશેનો સંવાદ અને સોળમા સૈકાની ઇટાલિયન રંગભૂમિનું સર્વોત્તમ પ્રહસન મેન્ડ્રાગોલ લખ્યાં.

પણ પોતાના જીવનથી એ અસંતુષ્ટ હતો અને એ એને એટલું બધું નિષ્ક્રિય લાગતું હતું કે લેખનકાર્ય એને થોડાક સમય પૂરતું જ સ્ફૂર્તિદાયક લાગ્યું. ખરેખર સક્રિય રાજકીય જીવનમાં પાછા ફરવાનું એ ઝંખતો હતો એટલે ફરીવાર કોઈ અનુકૂળ અને કાયમી પદ મેળવવાની આશાએ એણે એવાં વર્તુળોનો સમાગમ સાધવા માંડ્યો જે મેડીસી કુટુંબના અગ્રણીઓ સાથે સંપર્કમાં હતાં.

યુનિવર્સિટી તરફથી એને કેટલુંક કામ આપવામાં આવ્યું અને તેમાં ફ્લોરેન્સ નગરનો ઇતિહાસ લખવાના કામનો સમાવેશ થતો હતો.

૧૫૨૫માં આક્રમણનાં કાળાં વાદળો ફરીવાર ઘેરાવા લાગ્યાં. આ વખતે સ્પેનના રાજા અને જર્મનીના સમ્રાટ ચાર્લ્સ પાંચમાના નેતૃત્વ હેઠળ જર્મની અને સ્પેન તરફથી ભય ઊભો થયો હતો. ફ્લોરેન્સની કિલ્લેબંદીઓ તૈયાર રાખવામાં આવે અને રક્ષણાત્મક પગલાં પાકાં કરવામાં આવે તે જોવાની ફરજ મેકિયાવેલીને સોંપવામાં આવી હતી. પોતાના હંમેશના ઉત્સાહથી એ આ કામમાં લાગી ગયો પરંતુ ૧૫૨૭માં રોમ જર્મનોના હાથમાં જઇ પડ્યું અને પરંપરાગત ત્રાસ અને જુલ્મ વર્તાવીને એને પાયમાલ કરવામાં આવ્યું. ઇટલીનાં નગરો કશા પ્રતિકાર વગર દુશ્મનોના હાથમાં પડતાં હતાં. ફ્લોરેન્સે બીજી વાર મેડીસી કુટુંબને હાંકી કાઢ્યું અને પ્રજાસત્તાકની પુનઃ સ્થાપના કરી.

ક્ષણભર મેકિયાવેલીને એવી આશા બેઠી કે પોતાનું જૂનું સેક્રેટરીનું પદ પોતાને આપવામાં આવશે, પણ મેડીસી કુટુંબના સાર્વભૌમત્વના કાળમાં એણે જે સહયોગ આપ્યો હતો તેથી એને વિશે સંદેહ પ્રકટ્યો અને એને કોઈ જ પદ આપવામાં આવ્યું નહીં.

એક મહિનો રહીને, ૧૫૨૭ના જૂનની ૨૦મી તારીખે, એ મરણ પામ્યો.

મેકિયાવેલીનો વિચાર કોઈ સુસંબદ્ધ રૂપે વિકસ્યો ન હતો. ઉપલક રીતે જોતાં અસંબદ્ધ લાગે એવી રીતે ઇતિહાસ અને રાજ્યશાસ્ત્ર વિશેનાં એનાં સઘળાં પુસ્તકોમાં તે વ્યક્ત થયેલો જોવા મળે છે. તેમ છતાં તેનો મૂલગત ઉપદેશ આ ગ્રંથોમાં પુનરાવર્તન પામતો રહ્યો છે અને એમાંથી તર્કબદ્ધ વિચારધારા તારવવાનું તેમજ જુદી જુદી કૃતિઓમાંથી સુશ્લિષ્ટ અને અખંડ વિચારતત્ત્વ ઉપસાવવાનું શક્ય છે.

પશ્ચિમના વિચારકો આજે મેકિયાવેલીને એક નવા શાસ્ત્રનો, રાજ્ય-શાસ્ત્રનો, નીતિથી ભિન્ન એવી બૌદ્ધિક પ્રવૃત્તિરૂપે સમજાતા શાસ્ત્રનો સ્થાપક લેખે છે. મેકિયાવેલીએ પોતે પણ પોતાના વિચારની મૌલિકતા પર ભાર મૂકી બતાવ્યો છે. વાસ્તવિક અને ખરેખરી બાબતો સાથે જ પ્રસંગ પાડતી પોતાની કૃતિઓને એણે પ્રાચીન ગ્રીસ અને રોમની કૃતિઓ, જેમાં પ્રજાસત્તાકો અને રાજાસત્તાકોની આદર્શલક્ષી રજૂઆત થઈ છે અને જેમાં લોકોની ખરેખરી જીવનરીતિ ચર્ચવાને બદલે લોકોએ કેમ જીવવું જોઈએ તેની ચર્ચા કરવામાં આવી છે, તેનાથી એણે જુદી પાડી બતાવી છે. આપણે નોંધી ગયા છીએ કે મેકિયાવેલીના વિચારો રાજકીય જીવન જીવનારા એક માણસના અને નાગરિકના પ્રત્યક્ષ જીવંત અનુભવમાંથી કાળે કરીને વિકસેલા વિચારો છે.

એ ક્યારે પણ અમૂર્ત સિદ્ધાંતવાદી ન હતો. અને જો કે એનાં લખાણો દેખીતી રીતે સમકાલીન તર્કો અને તત્કાલીન ચર્ચાઓમાંથી પ્રગટયાં છે તથાપિ વસ્તુતઃ તે નક્કર અને સુસંબદ્ધ એવા મૂલગત સિદ્ધાંતો પર રચાયેલાં છે. જો એમાં ક્યારેક આવેશ તર્કનો સાથ કરતો લાગે તો પણ અચૂક એમાં તર્કનો જ વિજય થયો છે. ઈશ્વર વિશેના ખ્યાલને અવગણનારા અને કેવળ મનુષ્ય ઉપર જ ધ્યાન કેન્દ્રિત કરનારા સમકાલીન તત્ત્વજ્ઞાનની સાથે એનું દૃષ્ટિબિંદુ સુસંગત છે. તેમ છતાં ક્રમિક ઉત્ક્રાંતિ દ્વારા પોતાને સુધારવાની શક્યતા મનુષ્ય માટે રહેલી છે એવો ખ્યાલ એમાં નથી. કોઈ જેને દબાવી શકે નહીં એવી સહજ પ્રેરણાઓનો ગુલામ એવો મનુષ્ય તત્ત્વતઃ એવો ને એવો જ રહે છે.

તેમ છતાં આવા નહીં બદલાનારા સંજોગોમાં પણ બધી પરિસ્થિતિઓમાં મનુષ્યના વર્તનનું નિયમન કરવું શકય છે. એટલે માણસ જાત ઉપર શાસન કરવાનું જેને માટે નિર્માયું હોય તે આ સ્વતઃસિદ્ધ તથ્યો ઉપર વિવેકપૂર્વક મદાર બાંધીને પોતાનો અધિકાર સ્થાપી શકે, નભાવી શકે. અને તેને સુસ્થિર બનાવી શકે.

માનવજાત પ્રગતિ કરી શકે જ નહીં એ મેકિયાવેલીના ગ્રંથોમાંનો ખ્યાલ મનુષ્ય સ્વભાવ વિશે સંપૂર્ણ નિરાશાવાદમાં પરિણમ્યો હતો. પણ એમાંથી "સદ્ગુણ"ની શકયતા બાકાત રાખવામાં આવી ન હતી. મેકિયાવેલી પૂરતું "સદ્ગુણ" એટલે બુદ્ધિ અને ક્રિયાશક્તિ, પરિસ્થતિના પ્રત્યેક તત્ત્વનું તાત્પર્યગ્રહણ અને મૂલ્યાંકન કરવાની અને તે પછી રાજ્યના સાચા શ્રેયને માટે ત્વરા, નિશ્ચય અને સુદઢ સંકલ્પથી વર્તવાની શક્તિ.

સદ્ગુણી માણસ ઉપર ભાગ્ય રૂઠે અથવા સંયોગોનું જોર વ્યક્તિગત સંકલ્પની આડે આવે. પણ જે નમી પડે છે તેને વિજય પ્રાપ્ત થતો નથી. વિજય તો તેને માટે અનામત છે જે સમયસર યોગ્ય પ્રતિકારી પગલાં ભરે છે. સદ્ગુણની એક અદકેરા અને બુદ્ધિ ઉપર વર્ચસ્વ ધરાવનારા ખ્યાલ તરીકેની આ સમજ પરંપરાગત ધાર્મિક દૃષ્ટિકોણ કરવાં સાવ ઊલટી હતી, કેમકે રાજકીય મનુષ્યનો સદ્ગુણ અને સારા માણસનો સદ્ગુણ આ તર્કસરણિ અનુસાર એકનો એક ન પણ હોઈ શકે.

સંયોગોના આમળાને માણસ પોતાની સંકલ્પશક્તિથી અંકુશમાં ન રાખી શકે તેમજ આગલી સદીઓના વિચારકોએ જેને ઉન્નત ન્યાય અને ઈશ્વરેચ્છા તરીકે ઓળખાવેલ છે તેને હવે મેકિયાવેલીની તત્ત્વમીમાંસામાં ખ્રિસ્તી ધર્મના ઉદય પહેલાં પશ્ચિમી મનુષ્યના મનમાં જે ખ્યાલ પડેલો હતો તે રૂપે, હિંસ્ર, અંધ અને સર્વથા ક્રૂર એવા ભાગ્ય અથવા દૈવ અથવા નિર્માણ રૂપે સ્થાન મળ્યું.

તેમ છતાં આ ફ્લોરેન્સવાસી વિચારક આ રીતે જો પરંપરાગત ધાર્મિક દૃષ્ટિકોણને અવગણતો હતો તો એની જગ્યાએ બીજું કશું નવું આપવામાં પણ એ સફળ થયો ન હતો. ગમે તેમ પણ દેખીતી રીતે આ નૈતિક પ્રશ્ન વિશે એ બેખબર રહ્યો હતો. પરંતુ અંશતઃ મેકિયાવેલીની આ કૃતિને શૈક્ષણિક મૂલ્ય વરેલું છે. એણે આગ્રહપૂર્વક એમ કહ્યું છે કે મુક્ત ઇચ્છાનો જરૂર પડતાં સાર્વજનિક કલ્યાણ માટે ભોગ લેવાશે. દૈવના અંધ પ્રકોપ આડો અવરોધ મૂકવા માટે તો સમાજ, જે રાજ્ય જ છે, તેને વિકસાવવામાં આવ્યું છે. વ્યક્તિનું કાર્ય રાજ્યની જરૂરિયાતની વિરુદ્ધ કદાપિ ન હોવું જોઈએ. અદકેરી

જરૂરિયાતના જ્ઞાનપૂર્વક વ્યક્તિના અહંભાવે રાજ્યની જરૂરિયાતને માર્ગ કરી આપવો જોઇએ.

મેકિયાવેલીના ઉપદેશ અને વિચારનું આ સારતત્ત્વ છે. એના મક્કમ નિરાશાવાદમાં નમ્રતાને મળતો ઉદાસીનતાનો ગુણ વરતાય છે. લગભગ અદીઠ રહેતી એની માનવતાની એ સંજ્ઞા છે. એની રચનાઓમાં વખતોવખત ડોકાતા વેદનાપૂર્ણ અને પ્રબળ કાવ્યગુણનું આ એક ઊંડું પ્રભવસ્થાન છે.

એના સમકાલીનોએ અને ઉત્તરકાલીન વિચારકોએ એના વિચારો સામે કેવો પ્રતિભાવ દાખવ્યો હતો તેનું હવે આપણે સંક્ષેપમાં પૃથક્કરણ કરીશું. તે પહેલાં આટલું સ્વીકારી લેવું પડશે કે મેકિયાવેલીનાં લખાણો વાચકને એની પક્ષે કે વિરુદ્ધ પણ પોતાનું વલણ નિશ્ચિત કરવાની ફરજ પાડે છે.

એની કૃતિ એવે સમયે પ્રગટ થઈ જ્યારે કેથલિક ધર્મસંપ્રદાય નૈતિક અને ધાર્મિક મૂલ્યોની પુનઃસ્થાપના માટે ભગીરથ પ્રયત્ન કરી રહ્યો હતો. ખ્રિસ્તી ધર્મના આધ્યાત્મિક વારસાની અસંતોષકર સંભાળ લેવાતી હોવાથી એ અત્યંત દુર્બળ બની ગયો હતો. એટલે એ તો અનિવાર્ય હતું કે એ સમયે મેકિયાવેલી વિશે જે કંઈ લખાયું તે આવેશરહિત વિવેચના ન હતી પણ ઉગ્ર અને ક્યારેક તો ઉપદ્રવી પ્રતિક્રિયા હતી. કેમકે એ એવા માણસોએ લખેલી જેમને એમ લાગતું હતું કે એમના ધર્મના અને એમની તાલીમના મૂળ પાયા ઉપર જ મેકિયાવેલીનાં લખાણો ઘા કરતાં હતાં.

મેકિયાવેલીનો બચાવ કરનારાઓ પણ એના વક્તવ્યને મોળું કરી નાખવાનું વલણ ધરાવતા હતા કેમકે એનો વિચાર અત્યંત ક્રાન્તિકારી હતો. એટલે તેમણે રાજવી નું એવું અર્થઘટન કરવાનો પ્રયાસ કર્યો જે સર્વથા મનસ્વી અને આલંકારિક હતું. એમણે એવું કાંતી કાઢ્યું કે પોતાની કુટિલ સલાહથી જુલમગારોને સર્વનાશનો માર્ગ લેવાને પ્રેરવા મેકિયાવેલી લખતો હતો. ધર્મ-સંસ્થાનો હુમલો એવો સખત હતો કે ૧૫૫૯થી માંડી અર્ધી સદી સુધી એની કૃતિની એક પણ આવૃત્તિ પ્રસિદ્ધ થઇ નહીં, જો કે એના ઓજસ્વી પ્રભાવનાં પરિણામો ચાલુ જ રહ્યાં.

સાચી વાત એ હતી કે કેથલિકો પોતે જ પ્રચ્છન્ન રીતે એના ઉપદેશો-નો ઉપયોગ પાખંડીઓ તેમજ પોપની સર્વોપરિતા સામે જે કોઈ બંડ ઉઠાવે તેમનો વિનાશ કરવા માટે ભરાતાં પગલાંને વાજબી ઠેરવવા માટે કરતા હતા.

મેકિયાવેલી સામે શાસ્ત્રીય વિરોધ હકીકતમાં ઇટલીમાં નહીં પણ ફ્રાન્સ અને ઇંગ્લૅન્ડમાં જન્મ્યો, જ્યાં વ્યવહારુ રાજકારણમાં પોપ જે પદ્ધતિઓ

અઢારમા સૈકાના ઉત્તરાર્ધથી મેકિયાવેલીના ઉદ્દેશોનું પુનર્મૂલ્યાંકન થવા માંડ્યું. યુરોપખંડ તે વખતે પોતાની રાજ્યશાસ્ત્રની પદ્ધતિઓમાં સંપૂર્ણ પરિવર્તનનો અનુભવ કરી રહ્યો હતો. ઉદારમતવાદી વિચારનાં પ્રારંભિક બીજ રોપાતાં આવતાં હતાં અને આની સમાન્તરે મેકિયાવેલીની કૃતિનું પુનર્મૂલ્યાંકન થયું.

તેમ છતાં જે નિરાકરણો ઉપજ્યાં તે પૂર્વગ્રહપ્રેરિત હતાં અને શાસ્ત્રીય દૃષ્ટિએ પ્રમાણભૂત ન હતાં. એની રચનાનું અર્થઘટન કરવામાં સમકાલીન પ્રશ્નો સાથે એનો મેળ પાડવાનો પ્રયાસ પણ થતો હતો. એટલે વાજબી રીતે જ એમ કહી શકાય કે મેકિયાવેલી વિશેની વિવેચનાનો ઇતિહાસ તે એ વિવેચના કરનાર સમાજનો ઇતિહાસ છે.

ઇટલી વિશે આ વિશેષે કરીને સાચું છે. ત્યાં મેકિયાવેલીના દેશબાંધવો એને ઇટાલિયન રાષ્ટ્રના પુનર્જન્મના પયગંબર રૂપે મૂલવવા ઇચ્છતા હતા. ઓગણીસમા સૈકાના પૂર્વાર્ધમાં એ બધા પોતાની ગુમાવેલી રાજકીય સ્વાધીનતા બીજાં રાષ્ટ્રો પાસેથી પાછી મેળવવા ઇચ્છતા હતા. ખુદ મેકિયાવેલીને તેઓ

આ ગુમાવેલી સ્વાધીનતાના ભોગ રૂપે જોતા થયા હતા. એનાં લખાણોમાં એમને નાગરિક સ્વતંત્રતાના પુનરુદ્ધારની આવેશપૂર્ણ અપીલ દેખાઈ. આ પ્રકારનું અર્થઘટન નિઃસંશય એ સમય માટે વિશિષ્ટ હતું કેમકે ત્રણ સૈકા પહેલાં મેકિયાવેલીએ પ્રતિપાદિત કરેલા રાષ્ટ્રીય રાજ્ય સાથે અનેક યુદ્ધોને અંતે ઓગણીસમા સૈકામાં પ્રસ્ફુટ થયેલા ઐક્યયુક્ત ઇટેલિયન રાજ્યને કશું જ સામ્ય નથી.

મેકિયાવેલીના વિચારોનું વૈજ્ઞાનિક મૂલ્ય નિરૂપનાર અને તેના કૃતિના જોરદાર પરીક્ષણને ઉત્તેજન પૂરું પાડનાર પહેલો વિવેચક તે ફ્રાન્સેસ્કો દ સેંક્ટીસ હતો. સામાન્યતઃ ઇટેલિયન સાહિત્યના અત્યંત સમર્થ વિવેચક તરીકે દ સેંક્ટીસની ગણના થાય છે અને એનાં નિરાકરણો આજે પણ સ્વીકાર્ય મનાય છે. એણે મેકિયાવેલીની કૃતિઓને પોતાના સિદ્ધાંતોના પ્રકાશમાં તપાસી છે અને જે ઐતિહાસિક પ્રસંગો દરમ્યાન એ જીવ્યો તેની ભૂમિકા તરીકે એ સમજાવી છે. દ સેંક્ટીસને મેકિયાવેલીની કૃતિઓ તે આધુનિક સંસ્કૃતિને થયેલું ખરેખરું અર્પણ લાગી છે કેમકે મેકિયાવેલી આપણને "ફરીવાર આ પાર્થિવ જીવનને પ્રમાણવાની, એને હેતુ પૂરો પાડવાની, ઉત્તરદાયિત્વનો ભાવ પુનર્જીવિત કરવાની, આંતરિક સત્તા પ્રાપ્ત કરવાની અને મનુષ્યને ગંભીર ભાવોમાં અને કાર્યોમાં પુનઃ પ્રતિષ્ઠિત કરવાની" પ્રેરણા પૂરી પાડે છે.

મેકિયાવેલીની વિભાવના કે, દુનિયા આપણે જેવી બનાવીએ તેવી છે, અને આપણામાંનો એકેએક પોતે જ પોતાનું ભાગ્ય અને પોતાનું બળ છે, તેને એણે પુનઃસ્થાપિત કરી છે. તે પછીની સઘળી વિવેચના, અને તેમાં પણ કેવળ ઇટલીની વિવેચના નહીં, તે દ સેંક્ટીસની રચનામાંથી સારવેલી છે.

## પીએરો દ મેડીસીના પુત્ર ભવ્ય લોરેન્ઝોને નિકોલો મેકિયાવેલી તરફથી

રાજવીની કૃપા વાંચ્છનારાઓ સામાન્યતઃ રાજવી જેને અતિમૂલ્યવાન ગણતા હોય અથવા તે જેમાં ખાસ રસ ધરાવે છે એમ પોતે જાણતા હોય તેવી વસ્તુઓ નજરાણામાં ધરીને રાજવીની કૃપા સંપાદન કરવાનો પ્રયત્ન કરતા હોય છે. આ રીતે રાજવીઓને વારંવાર અશ્વો, શસ્ત્રો, જરિયાન વસ્ત્રો, રત્નો અને તેમના વૈભવને છાજતા બીજા અલંકારોનું નજરાણું ધરવામાં આવતું હોય છે. તેમ છતાં મારી ભક્તિના નમ્ર પ્રમાણ રૂપે આપ નામદારને કશુંક નજર કરવાની મને અભિલાષા થતાં, મારી સાધનસંપત્તિમાંથી મને અતિપ્રિય હોય અને જેનું મારે મન મોટું મૂલ્ય હોય એવી એકપણ વસ્તુ હું શોધી શક્યો નહીં, જે, આધુનિક ઘટનાઓના મારા સુદીર્ઘ અનુભવમાંથી અને ભૂતકાળના મારા સતત અભ્યાસમાંથી મહાન પુરુષોનાં કાર્યો વિશેના મેં પ્રાપ્ત કરેલા જ્ઞાનની તોલે આવે.

ખૂબ જ ચીવટપૂર્વક, લાંબા સમય સુધી મહાન પુરુષોનાં કાર્યોનાં નિરીક્ષણ અને મનનને પરિણામે જે નિર્ણયો મેં તારવ્યા છે તે હવે એક નાનકડા ગ્રંથ રૂપે આપને ભેટ ધરું છું. અને જો કે આપ નામદારના સ્વીકાર માટે આ કૃતિને હું અપાત્ર લેખું છું તોપણ આપના સૌજન્ય વિશેની મારી શ્રદ્ધા મને સવિચારો આપે છે કે આપ ખુશીથી એનો સ્વીકાર કરશો, કેમકે આપ જાણો છો કે અનેક વર્ષો સુધી જોખમો બરદાસ્ત કરીને હું જે કંઈ શીખ્યો છું તે અલ્પ સમયમાં આપને સુલભ બનાવું તેના કરતાં વધારે સારી ભેટ ધરવાની મારી ગુંજાયશ નથી.

લાંબી પદાવલિઓથી કે આડંબરી શબ્દોથી અથવા ઉપરછલ્લાં સુશોભનો કે અલંકરણોથી પોતાની કૃતિને વિભૂષિત કરવાનો જેમ બીજા લેખકો ઉધામો કરે છે તેવો મેં કર્યો નથી, કેમકે મારી કૃતિમાં નિરૂપિત થયેલા વિષયનું જે ગૌરવ અને નાવીન્ય છે તેને વાજબી રીતે મળે તે કરતાં અધિક ગૌરવની મને અભિલાષા નથી. વળી મારા સરખા અજ્ઞાત અને નીચલી પાયરીના માણસે રાજવીઓના રાજશાસનને દોરવાનો અને ચર્ચવાનો પ્રયાસ

કર્યો છે તેને પણ ધૃષ્ટતા નહીં ગણવામાં આવે એવી મને આશા છે; કેમકે, જેમ ભૂમિઆલેખના ચિત્રકારો પર્વતો કે ઉચ્ચ પ્રદેશોનાં ચિત્રો આલેખતા હોય ત્યારે ખીણપ્રદેશમાં રહેતા હોય છે અથવા સપાટ પ્રદેશોને નજરમાં ભરવા હોય ત્યારે ઉચ્ચ પ્રદેશો ઉપર ચડતા હોય છે તેમ જનસ્વભાવ પૂરેપૂરો જાણવા માટે રાજવી થવું જરૂરનું છે, અને રાજસ્વભાવ પૂરેપૂરો જાણવા માટે વસ્તીના સાધારણ માણસ બનવું જરૂરનું છે. એટલે હું એવી શ્રદ્ધા સેવું છું કે જે ભાવથી આપ નામદારને આ નાનકડી ભેટ હું અર્પણ કરું છું તે જ ભાવથી આપ તે સ્વીકારશો. અને આપ નામદાર જો એ વાંચી જવાનું રાખશો. તો વિધિએ અને આપના પોતાના ગુણોએ આપને માટે જે મહત્તા નિર્મેલી છે તે આપને વરે એ માટેની મારી ઝંખના કેટલી બધી તીવ્ર છે તેની આપને એમાંથી પ્રતીતિ થશે. અને આપના મહાન પદની ઉચ્ચતાએથી આપ નામદાર આ નીચા સ્થાન ઉપર નજર કરશો તો ક્રૂર દૈવે મારા ઉપર વગર વાંકે કેવી ભારે યાતનાઓ વરસાવી છે તેનો પણ આપ નામદારને ખ્યાલ આવશે.

# પ્રકરણ-૧

## શાસનના વિવિધ પ્રકારો અને તેમની જે રીતે સ્થાપના થાય છે તે

માણસ જાત ઉપર વર્ચસ્વ ધરાવનારાં કે ધરાવી ચૂકેલાં બધા રાજ્યો અને સંસ્થાનો કાં તો પ્રજાસત્તાક હોય છે અથવા રાજાસત્તાક હોય છે.

રાજાસત્તાક રાજ્યો કાં તો વંશપરંપરાગત હોય છે, એટલે કે તેમાં શાસકો તરીકે ઘણાં વર્ષો સુધી એક જ ખાનદાનના વંશજો ચાલુ રહ્યા હોય છે: અથવા તો રાજાસત્તાકોની નવેનવી સ્થાપના થયેલી હોય છે. નવાસ્થાપિત થયેલાં રાજ્યો કાં તો સાવ નવાં હોય છે, જેવું–ફ્રાન્સેસ્કો સ્ફોર્ઝાનું મિલાનનું રાજ્ય હતું; અથવા તો, પોતાના પ્રદેશ સાથે જિતાયેલો પ્રદેશ ભેળવી દેનારા રાજવી-ની વારસાગત રિદ્ધિ ઉપર ચોંટાડેલા અવયવ રૂપે હોય છે, જેવું સ્પેનના રાજાનું નેપલ્સનું રાજ્ય છે. આ રીતે મેળવેલાં સંસ્થાનો પૂર્વે કોઈ બીજા રાજવીના શાસનથી ટેવાયેલા હોય છે અથવા તો સ્વતંત્ર રાજ્યો હોય છે. અને રાજવી-ના કે કોઈ બીજાના શસ્ત્રબળને પ્રતાપે તે ખાલસા થયાં હોય છે કે પછી રાજવીને સદ્ભાગ્યને કે વિશિષ્ટ શક્તિને પ્રતાપે આવી મળ્યાં હોય છે.

## પ્રકરણ-૨

## વંશપરંપરાગત રાજાસત્તાક રાજ્યો વિશે

આ પ્રકરણમાં હું પ્રજાસત્તાક રાજ્યો વિશે કંઈ જ કહીશ નહીં, કેમકે અન્યત્ર મેં એનું સંપૂર્ણ નિરૂપણ કરેલું જ છે. હું માત્ર રાજાસત્તાક રાજ્યોની વાત કરીશ અને ઉપર એના જે વિવિધ પ્રકારો ગણાવેલા છે તેમનું શાસન અને નિભાવ શી રીતે થઈ શકે તેની પણ ચર્ચા કરીશ.

એક તો નવા રાજાસત્તાક રાજ્યો કરતાં જૂના રાજકર્તા કુટુંબથી ટેવાયેલાં વંશપરંપરાગત રાજ્યોને નભાવવામાં બહુ જ ઓછી મુશ્કેલી નડે છે. એમાં તો પૂર્વજોની પરંપરાઓનું ઉલ્લંઘન ન કર્યું અને અણધાર્યા સંજોગો સાથે કેમ પ્રસંગ પાડવો તે આવડી ગયું કે ચાલ્યું. આ રીતે રાજવી થોડો કે ખંતીલો હોય તો પણ પોતાનું સ્થાન હમેશાં ટકાવી રાખી શકે, સિવાય કે કોઈ અસાધારણ સત્તા એનું સ્થાન એની પાસેથી છિનવી લે; અને આ રીતે એનું સ્થાન છિનવાયું હોય તો પણ નવા સત્તાધારીને જરા શો વિપરીત સંજોગ નડતાં તે પોતાનું સ્થાન પાછું પણ મેળવી શકે. આપણી પાસે ઇટલીમાં આનું દૃષ્ટાંત–ફેરારાના ડ્યૂકનું છે, જે ૧૪૮૪માં વેનિશિયનોના હુમલા સામે અને ૧૫૧૦માં પોપ જૂલિયસના હુમલા સામે ટક્કર ઝીલી શક્યો હતો. એ સંસ્થાનમાં એનું ખાનદાન ખૂબ જૂનું હતું. એ સિવાય આમ થવાનું બીજું કોઈ કારણ સંભવતું નથી. કાયદેસરના હક્કદાર રાજવીને પ્રજાને–દુભવવાનાં કારણો ઓછાં હોય છે, અને જરૂર પણ ઓછી હોય છે. તેથી સ્વાભાવિક રીતે જ પ્રજાની ચાહના પણ એ વધારે મેળવી શકે છે. એટલે જો અસાધારણ દુર્ગુણોએ એને અળખામણો ન બનાવ્યો હોય તો એને અનાયાસે વફાદાર રહેવાનું એની પ્રજાને વાજબી લાગે છે. જે લાંબા સમયપટ એનું શાસન વિસ્તરેલું હોય તે દરમ્યાન થયેલા ફેરફારોનાં સ્મરણો અને કારણો વિસરી જવાતાં હોય છે, જ્યારે એક પરિવર્તન બીજા પરિવર્તનની ભૂમિકા તૈયાર કરતું હોય છે.

## પ્રકરણ : ૩

# મિશ્ર પ્રજાસત્તાકો

પણ ખરેખરી મુશ્કેલી તો નવા રાજાસત્તાકને નડતી હોય છે. પ્રથમ તો, જો એ છેક નવું ના હોય પણ એકાદ મિશ્ર રાજ્યના ભાગરૂપ હોય તો સઘળાં નવાં સંસ્થાનોની જે સ્વાભાવિક મુશ્કેલી હોય છે તેમાંથી એના બખેડા શરૂ થાય છે, કેમકે માણસો પોતાની બહેતરીની આશામાં ખુશીથી પોતાના માલિક બદલતા હોય છે. આ સમજ પોતાના શાસકો સામે યુધ્ધે ચડવાની તેમને પ્રેરણા આપે છે, જેમાં તેઓ ઠગાતા હોય છે, કેમકે પાછળથી અનુભવ પુરવાર કરી આપે છે કે તેઓ ઓલામાંથી ચૂલામાં પડ્યાં હોય છે. વળી એક અત્યંત સ્વાભાવિક કારણનું કાર્ય એ છે કે પોતાના સૈનિકો દ્વારા, તેમ જ પ્રદેશનો કબજો મેળવવામાં કરેલી બીજી અસંખ્ય રંજાડો દ્વારા, રાજવીએ જેમના ઉપર આધિપત્ય જમાવ્યું હોય તેમને તેણે અનિવાર્ય રીતે આઘાત પહોંચાડેલો હોય છે. એટલે એ સંસ્થાનનો કબજો મેળવવા જતાં જેમને જેમને તમે ઘા કર્યા હોય તે બધા તમારા દુશ્મનો બનવાના. વળી આ કબજો મેળવવામાં જેમણે તમને સહાય કરી હોય તેમની મૈત્રી તમે નભાવી નહીં શકવાના, કેમકે એમની આશાઓ તમે પૂરી કરી શકવાના નહીં, તેમ એમનો તમારા ઉપર ઉપકાર હોવાથી એમની સામે તમે જલદ પગલાં પણ ભરી શકવાના નહીં. આ કારણે તમારું લશ્કર ગમે તેટલું બળવાન હોય તો પણ કોઈપણ પ્રાંતનો કબજો મેળવવા વાસ્તે તમારે હંમેશાં ત્યાંના રહીશોની મહેરબાનીની જરૂર પડવાની. આવા કારણોને લીધે જ ફ્રાંસનો લૂઈ ૧૨ મો ખાસ કશી મુશ્કેલી વિના મિલાન જીતી તો શક્યો પણ તરત જ એ ખોઈ બેઠો, અને એકલાં લૂડોવિકોનાં દળો તેની પાસેથી એ આંચકી લેવા માટે પૂરતાં નીવડ્યાં, કેમકે જે મિલાનવાસીઓએ સ્વેચ્છાએ પોતાના દરવાજા લૂઈ ૧૨ મા માટે ખોલી દીધા હતા, તેમણે જોયું કે પોતે જે આશાઓ સેવી હતી તેમાં તેઓ ઠગાયા હતા; એટલે જે લાભોની તેમણે અપેક્ષા રાખી હતી તે નહીં મળતાં પોતાના નવા રાજવીના ત્રાસદાયક શાસનને તેઓ સાંખી શક્યા નહીં.

એ સાવ સાચી વાત છે કે બંડખોર પ્રદેશને પુનઃ જીતી લીધા પછી

ફરીવાર સહેલાઈથી એ ગુમાવવાનો થતો નથી. કેમકે બળવાની હકીકતને જોરે માથું ઉંચકનારાઓને નસ્યત કરવામાં, જેમના ઉપર શંકા હોય તેમને ઉઘાડા પાડવામાં અને પોતે નબળો હોય ત્યાં સબળ થવામાં શાસકને પછી ઓછો વસવસો રહે છે. એટલે સરહદ ઉપર ડ્યૂક લુડોવિકો જેવી વ્યક્તિની કેવળ ઉપસ્થિતિને લીધે ફ્રાંસે પહેલી વાર મિલાન ગુમાવ્યું હતું તો પણ બીજી વાર એની મુઠ્ઠીમાંથી મિલાન સરકી ગયું, તે તો આખી દુનિયા ફ્રાંસની વિરુદ્ધ પડી અને ફ્રાંસના પરાસ્ત થયેલાં લશ્કરોને સમસ્ત ઇટલીમાંથી ભગાડી મૂકવામાં આવ્યાં તે પછી જ શક્ય બનેલું. તેમ છતાં પહેલીવાર અને બીજીવાર એમ બે વાર ફ્રાંસ પાસેથી મિલાન પાછું પડાવી લેવામાં આવ્યું હતું. પહેલી વારની હારનાં સામાન્ય કારણો ચર્ચાઈ ચૂક્યાં છે. પણ બીજી વારની હારનાં કારણો ક્યાં છે અને કેવા ઉપાયો કરવાથી ફ્રાંસ એ ટાળી શક્યું હોત અથવા ફ્રાંસના રાજાએ ન લીધા તેવા કયા ઉપાયો એને સ્થાને બીજો કોઈ શાસક હોત તો તેણે લીધા હોત તે તપાસવાનું બાકી રહે છે. તો આટલું ધ્યાનમાં રાખીએ કે ખાલસા થયા પછી જે રાજ્યો અગાઉ અસ્તિત્વ ધરાવતાં બીજા કોઈ રાજ્ય સાથે જોડી દેવાયેલાં હોય તો એક જ રાષ્ટ્રીયતા કે ભાષા ધરાવતાં રાજ્યો હોય વા ન પણ હોય. જો હોય તો એમના ઉપરની પકડ જમાવી રાખવી ખૂબ સહેલી છે. સ્વતંત્રતાથી એ ટેવાયેલાં ન હોય ત્યારે તો ખાસ. એમનો સુરક્ષિત કબજો મેળવવા માટે જે રાજવીકુટુંબ એમના ઉપર અગાઉ રાજ્ય કરતું હોય તેને નિર્મૂળ કરી નાખ્યું એટલે પત્યું. તે પછી તો એમની અસલની સ્થિતિમાં કશો વિક્ષેપ નહીં પડવાથી, એમના રીતરિવાજોમાં ખાસ અણસરખાપણું પણ નહીં હોવાથી, પોતાના નવા શાસકને તે રાજ્યના લોકો શાન્તિથી વશ વર્તતા થઈ જાય છે. બર્ગેન્ડી, બ્રિટની, ગ્રેસ્કની અને નોર્મન્ડીના દાખલામાં આમ બનેલું આપણે જોઈએ છીએ. આ રાજ્યો આ બધો સમય ફ્રાંસ સાથે જોડાયેલાં રહ્યાં છે. અને જો કે ભાષાની બાબતમાં થોડો નજીવો ભેદ છે તો પણ લોકોના રીતરિવાજોમાં એકંદરે સમાનતા હોવાથી તેમનું ભેગું સારું ચાલી શકે છે. જેણે આવા પ્રદેશો પ્રાપ્ત કર્યા પછી એમને જાળવી રાખવા હોય તેણે બે વાતો ખાસ યાદ રાખવી જોઈશે : પહેલી એ કે જૂના શાસકોના લોહીનું એક બુંદ સરખું ટકી રહેવું ન જોઈએ; બીજી એ કે એમના કાયદા કે કરવેરામાં કશો ફેરફાર ન કરવો જોઈએ. આ રીતે બહુ થોડા સમયાવધિમાં પોતાના જૂના રાજ્યપ્રદેશ સાથે તેઓ સંધાઈ જશે અને અંતે એક રાજ્ય સરજાશે. પણ જ્યારે ભાષાની, કાયદાની અને રીતરિવાજોની ભિન્નતાવાળા પ્રદેશમાં સંસ્થાનો મળ્યાં હોય ત્યારે એવી મોટી મુસ્કેલીઓ પેદા થાય છે જેના ઉપર વિજય

મેળવવો કઠણ થઈ પડે છે. એમને ટકાવી રાખવામાં પ્રચંડ પુરુષાર્થની સાથે સદ્ભાગ્યની જરૂર પડે છે. આનો શ્રેષ્ઠ અને સુનિશ્ચિત ઉપાય એ છે કે નવા શાસકે પોતાનો વસવાટ તે પ્રદેશમાં કરવો. એથી કબજો વધારે સુરક્ષિત અને સુસ્થાયી બનશે. ગ્રીસમાં તુર્ક સુલતાને એમ જ કર્યું છે. એ રાજ્ય ટકાવી રાખવા સુલતાને બીજાં ગમે તે પગલાં ભર્યાં હોય તથાપિ જો તે જાતે ત્યાં રહેવા ગયો ન હોત તો ગ્રીસનું રાજ્ય ટકાવી શકાત નહીં. સ્થળ ઉપર હાજર રહેવાથી બખેડા જેમ જેમ ઊભા થાય તેમ તેમ તે જોઈ શકાય છે. અને તેનો ઉપાય કરી શકાય છે. પણ દૂરના અંતરે રહેવાથી ફક્ત તે વિશે સાંભળવા મળે છે અને તે પણ વાત હાથમાંથી ગયા પછી. વળી, ત્યાં જઈને રહેવાથી તમારા અમલદારો પ્રજાને ફોલી ખાતા નથી, કેમકે પ્રજા સીધી પોતાના રાજવી પાસે પહોંચી જઈને રાહત મેળવી શકે છે. વળી પ્રજા જો રાજવીને વફાદાર રહેવા માગતી હોય તો રાજવીને ચાહવાનું એને સવિશેષ કારણ મળે છે અને જો ન રહેવા માગતી હોય તો રાજવીનો ભય ધરવાનું એને મોટું કારણ રહે છે. એ રાજ્ય ઉપર ડોળો તાકતી કોઈ બહારની સત્તા આક્રમણ કરવાની પોતાની ઇચ્છાને પણ રોકી રાખે છે. એટલે જ્યાં સુધી રાજવી ત્યાં જાતે વસવાટ કરે ત્યાં સુધી એને હઠાવવાનું અઘરું થઈ પડે છે.

બીજો અને આના કરતાં પણ વધારે સારો ઉપાય તે એ પ્રદેશમાં એવી વસાહતો સ્થાપવાનો છે, જે ત્યાંની ભૂમિનાં ચાવીરૂપ સ્થાનો બની જાય. કાં વસાહતો સ્થાપવી કે કાં સશસ્ત્ર સૈનિકોનાં મોટાં દળ નભાવવાં એ તો આવશ્યક જ છે. પણ વસાહતોથી રાજવીને નહીં જેવું ખર્ચ આવશે. અને ખાસ કશું ખર્ચ કર્યા વિના વસાહતીઓને એ ત્યાં મોકલી શકે અને નભાવી શકે. એમ કરવાથી જેમનાં ઘરજમીન નવા વસવાટીઓને આપવા માટે પડાવી લેવાયાં હશે તેમને જ ફક્ત હાનિ પહોંચશે. પણ આખા રાજ્યમાં એમનું પ્રમાણ ઘણું ઓછું હોવાથી, વળી જેઓને હાનિ પહોંચી હોય તેઓ ગરીબ અને વેરવિખેર રહેવાના તેથી, રાજવીને તેઓ કશી હાનિ પહોંચાડી શકશે નહીં; બીજી બાજુએ બાકીના સૌને હાનિ નહીં પહોંચી હોય તેથી તેઓ સહેલાઈથી શાંત થઈ જશે. વળી જેઓનાં ઘરખોરડાં આંચકી લીધાં હોય તેમના જેવી પોતાની દશા થશે એ બીકે પણ લોકો માથું ઊંચકતાં ડરશે. એટલે આ ચર્ચાને સમેટતાં એટલું જ કહેવાનું કે આવી વસાહતોથી કશું ખર્ચ આવતું નથી. એ વધારે વફાદાર હોય છે અને ઓછો વાંધો પાડે છે; જેમને નુકસાન પહોંચે છે તે પક્ષો, મેં અગાઉ દર્શાવ્યું છે તેમ, ગરીબ અને વેરવિખેર હોઈને કશો ઉપદ્રવ મચાવી શકતા નથી. આટલું બરાબર ધ્યાનમાં રાખવું જોઈએ કે માણસોને કાં તો પંપાળવા જોઈએ

અથવા તો પૂરા કરવા જોઇએ. નાનાં નાનાં નુકસાનોનું તેઓ વેર લેશે પણ મોટા સામે તેમ કરી શકશે નહીં. એટલે કોઈ માણસનું નુકસાન કરવું તો એવું કરવું કે એના વેરનો ભય રાખવાની જરૂર ન પડે. પણ વસાહતીઓને બદલે રક્ષકદળો રાખવાથી ખર્ચનો પાર ના રહે. રાજ્યને સંરક્ષવામાં જ રાજ્યની બધી ઉપજ ખવાઈ જાય અને રાજ્યપ્રાપ્તિ પોતે ખોટનો સોદો બની જાય. વળી પ્રજા ઓર દુભાય કેમકે લશ્કર મૂકવાથી રાજ્યના સર્વ કોઈને હાનિ પહોંચે છે. લશ્કર સર્વને અગવડરૂપ લાગવાથી રાજ્યમાંનો એકેએક માણસ દુશ્મન બને છે. અને આ એવા દુશ્મનો હોય છે, જેમને ઉત્પાત મચાવવો પોસાય છે, કેમકે હાર ખમીને પણ તેઓ તો પોતાના ઘરમાં જ રહેવાના. એટલે હરેક રીતે રક્ષકદળ જેટલું નકામું છે તેટલી વસાહતો કામની છે. આ ઉપરાંત ઉપર વર્ણવ્યા તેવા પ્રાન્તના પરદેશી શાસકે પોતાના ઓછા શક્તિશાળી પાડોશીઓના રાહબર અને રક્ષક બની જવું જોઇએ, પોતાના વધારે શક્તિશાળી પાડોશીઓને નબળા પાડવાને પ્રયત્નશીલ રહેવું જોઇએ, અને પોતાના કરતાં ઓછો શક્તિશાળી ન હોય એવો પરદેશી પોતાના ઉપર ત્રાટકે નહીં તે વિશે સાવધ પણ રહેવું જોઇએ. એવું તો કાયમ બન્યા જ કરવાનું કે જેઓ મહત્વાકાંક્ષા કે ભયના પ્રેર્યા અસંતુષ્ટ રહેતા હોય તેમના તરફથી તેને દરમ્યાનગીરીનું કહેણ મળવાનું. ગ્રીસમાં ઇટાલિયનોએ રોમનોને નિમંત્રેલા તે આ પ્રકારનો દાખલો છે. અને ગમે તે પ્રાન્તમાં તેમણે પ્રવેશ કરેલો તે ત્યાંના રહીશોની વિનંતીથી જ કરેલો. નિયમ એ છે કે જ્યારે કોઈ બળવાન પરદેશી કોઈ પ્રાન્તમાં પ્રવેશ કરે ત્યારે ત્યાંના ઓછા બળવાન રહીશો તરત તેના ટેકેદારો બની જાય છે કેમકે તેમના પર રાજ કરનારા પ્રત્યેના દ્વેષથી તેઓ પ્રેરાતા હોય છે. તે એટલે સુધી કે આ નાના સત્તાધીશોને મેળવી લેવામાં એને કશી હરકત નડતી નથી કેમકે એણે જે નવું રાજ્ય સંપાદિત કર્યું હોય છે તેની સાથે તેઓ સ્વેચ્છાએ જોડાઇ જાય છે. એણે માત્ર એટલું જ સંભાળવાનું રહે છે કે આ લોકો બહુ મોટી સત્તા કે અધિકારો ધારણ ન કરી બેસે. પછી તો પોતાના લશ્કરની મદદથી અને આ લોકોની કૃપાથી બળિયાઓને તે જેર કરી શકે છે, અને એ પ્રાન્તમાં સર્વ વાતે નિર્ણાયક બની શકે છે.

આની સમર્થ રીતે જે રાજ્ય કરતો નથી તે જીતજીતામાં મેળવેલું ગુમાવી બેસે છે અને જ્યારે એણે એ ટકાવી રાખ્યું હોય છે ત્યારે પણ પારાવાર મુશ્કેલીઓ અને દુગ્ધાઓનો એને મુકાબલો કરવાનો થાય છે. રોમનોએ જે જે પ્રાન્તો સર કરેલા તે સર્વમાં તેઓ આ નીતિને અનુસરેલા. તેમણે વસાહતો

સ્થાપી હતી, અલ્પસમર્થોનું સામર્થ્ય વધે નહીં એ રીતે તેમને ભરમાવ્યા હતા, અતિસમર્થોને જેર કર્યાં હતા, અને બીજા પરદેશી શાસકો તેમને પાંખમાં ન લે એની સંભાળ રાખી હતી. આના એકમાત્ર ઉદાહરણ તરીકે ગ્રીસ પ્રાન્તનું દૃષ્ટાંત આપીશ. રોમનોએ એકિયન્સ અને ઇટોલિયન્સને મિત્રો કરી સ્થાપ્યા, મેસિડોનિયાનું રાજ્ય ઉખેડી નાખ્યું, એન્ટિયોકસને તગેડી મૂક્યો. વળી એકિયન્સ અને ઇટોલિયન્સ અનુકૂળ હતા તેથી કરીને તેમને એવો ફાયદો ઉઠાવવા દીધેલો નહીં, જેથી તેમનો પ્રદેશ વિસ્તરે. વળી ફિલિપની ગમે તેટલી સમજાવટો છતાં એનું વર્ચસ્વ ઘટાડ્યા વિના એની સાથે મિત્રતા બાંધવા તેઓ ઉત્સુક નહોતા, તેમજ એન્ટિયોકસનું સામર્થ્ય પ્રમાણવા છતાં પણ એ પ્રાન્તમાં કશેક એની રાજસત્તા ટકી રહે એમાં પણ તેઓ સંમત નહોતા. શાણા રાજવીઓએ આવા પ્રસંગોમાં જે રીતે વર્તવું જોઇએ તે રીતે રોમનો વર્ત્યા. શાણા રાજનીતિજ્ઞો કેવળ વર્તમાનનો વિચાર કરતા નથી પણ ભવિષ્યમાં જાગનારા વિખવાદોની પણ ગણતરી રાખે છે અને કુનેહપૂર્વક તેમની સામે પ્રતિકાર યોજે છે. જોખમોનું પૂર્વદર્શન થવાથી એમનો સહેલાઇથી ઉપાય થઇ શકે છે, પણ વિખવાદો નજીક આવે ત્યાં સુધી જો રાહ જોઇને બેસી રહીએ તો રોગ અસાધ્ય બની ગયો હોવાથી દવા મોડી પડે છે. પેલા જીર્ણતાવની બાબતમાં દાક્તરો કહે છે તેમ એની શરૂઆત વેળાએ ઉપચાર કરવો સહેલો હોય છે પણ રોગ પારખવો અઘરો હોય છે, પણ જો સમય વીતવા દીધો તેમાં રોગ પારખીને ઉપચાર ન કર્યો હોવાથી અંતે રોગ પારખવો સહેલો બને છે ત્યારે તે મટાડવો અઘરો બને છે. રાજ્યોની બાબતમાં પણ આવું જ બને છે. કેમકે જે અનિષ્ટો સળવળતાં હોય છે તેમને ઘણાં વહેલાં પારખી લીધાથી (સુજ્ઞોને જ આ શક્તિ વરેલી હોય છે) તેમનો સહેલાઇથી ઉપાય થઇ શકે છે. પણ જ્યારે આવા જ્ઞાનને અભાવે તેમને વકરવા દેવામાં આવે, અને તે એટલી હદ સુધી, કે સૌ કોઇ એને પારખી શકે, ત્યાર પછી કોઇ ટિક્કી લાગતી નથી, એટલે જ ઉત્પાતો ક્યાંય આવે પડ્યા હોય ત્યાંથી રોમનો તેમને પારખી લેતા. અને હમેશાં તેમનો ઉપાય યોજવાને શક્તિમાન થતા. તત્કાળ યુદ્ધ ટાળવા માટે તેઓ ઉત્પાતોને વકરવા દેતા નહીં કેમકે તેઓ જાણતા હતા કે યુદ્ધ ટાળી શકાતું નથી, માત્ર સામા પક્ષના લાભમાં મોકૂફ રાખી શકાય છે. એટલે તેમણે ગ્રીસમાં ફિલિપ અને એન્ટિયોકસની સામે યુદ્ધ જાહેર કર્યું જેથી એમની સામે ઇટલીની ભૂમિ પર લડવાનો પ્રસંગ ન આવે. અલબત્ત, તેમણે ધાર્યું હોત તો તે સમયે આ બેઉ વાનાં તેઓ ટાળી શક્યા હોત. પણ તેમ કરવાનું તેમણે પસંદ ના કર્યું, એટલું જ નહીં, વિલંબનીતિના લાભોની હિમાયત કરનારાં જે વચનો

આપણા ડાહ્યા માણસોના મુખમાંથી રોજેરોજ સાંભળવા મળે છે તેને અનુસરવાની પણ તેમણે કદી પરવા ના કરી. કેવળ પોતાના ડહાપણ અને પોતાની શક્તિ ઉપર તેમણે ભરોસો રાખ્યો, કેમકે કાળ પોતાની સાથે બધું ઘસડી લાવે છે અને એકસરખા તાટસ્થ્યથી ઇષ્ટ અને અનિષ્ટ ઉભયને સરજાવે છે. પણ હવે આપણે ફ્રાંસ તરફ પાછા વળીએ અને એણે આવું કંઈ કર્યું હતું કે નહીં તે તપાસીએ. તેમાં પણ હું ચાર્લ્સની વાત નહીં કરું, પણ લૂઈની કરીશ, કેમકે ઇટલીમાં એણે લાંબો સમય સત્તા ભોગવી હતી. તેથી એની કારવાઇઓ વધારે સારી રીતે અવલોકી શકાય એમ છે. એમ કરતાં તમને સમજાશે કે એક પરદેશી રાજ્યનો કબજો ટકાવી રાખવા માટે જે કંઈ કરવું જોઇએ તેનાથી એણે બધું જ ઊંધું કર્યું હતું. રાજા લૂઇને ઇટલીમાં વેનીશિયનોની મહત્વાકાંક્ષાએ તેડ્યો હતો. એના આવવાથી અર્ધું લોમ્બાર્ડી મેળવી લેવાની વેનીશિયનોની ખ્વાહેશ હતી. રાજા લૂઈ આવ્યો તેમજ એણે જે ભાગ ભજવ્યો તેટલા માટે હું તેને દોષપાત્ર ગણતો નથી, કેમકે ઇટલીમાં પોતાનો પગદંડો જમાવવાની એની ઇચ્છા હતી પણ એ દેશમાં મિત્રો હતા નહીં. અધૂરામાં પૂરું રાજા ચાર્લ્સના કારણે પોતાની સામે બધાં બારણાં દેવાઈ ગયેલાં. એ સ્થિતિમાં રાજા લૂઇને જેની મળે તેની મૈત્રી સ્વીકાર્યે જ છૂટકો હતો. તેમ છતાં બીજી કારવાઈઓમાં જો એણે થાપ ખાધી ન હોત તો એની યોજનાઓને ઝડપથી સફળતા પણ પ્રાપ્ત થઈ હોત.

લોમ્બાર્ડી જીતી લીધા પછી રાજા લૂઇએ રાજા ચાર્લ્સે ગુમાવેલી પ્રતિષ્ઠા જોતજોતમાં પાછી મેળવી. જીનોઆ શરણે આવ્યું, ફ્લોરેન્ટાઇન પ્રજાએ એની મૈત્રી સ્વીકારી, માન્ટુઆના માર્કવીસ ફેરારાના તેમજ બેન્ટી વોડલીના ડ્યૂક, ફોર્લીની ઉમરાવપત્નીએ તેમજ ફીન્ઝાના, પેઆરોના, રિમિનીના, કેમેરિનોના અને પિયોમ્બીના ઉમરાવોએ, લુક્કાના, પીસાના, સિયેનાના, અને બીજા પ્રજાજનોએ એની સાથે મૈત્રીસંબંધ બાંધવાની દરખાસ્ત સામે ચાલીને કરી. આ વખતે વેનીશિયનો પોતાની ધૃષ્ટતાનાં કેવાં પરિણામો આવ્યાં તે જોઈ શક્યા હોત, કેમકે લોમ્બાર્ડીનાં થોડાંક નગરો મેળવવાના લોભમાં રાજા લૂઇને તેમણે ઇટલીના એતૃતીયાંશ ભાગનો ધણી બનાવ્યો હતો.

હવે ખ્યાલ કરો કે જો રાજા લૂઇએ ઉપરકહ્યા નિયમોનું પાલન કર્યું હોત અને પોતાના આ બધા મિત્રો જેઓ નિર્બળ હોઇને પણ સંખ્યામા વધારે હતા, જેઓમાંના કોઇને ધર્મસત્તાનો તો કોઇને વેનીશિયનોનો ડર હોવાથી પોતાને વળગી રહ્યા વિના જેમનો છૂટકો જ નહોતો, વળી હજી કોણ સમર્થો શેષ રહ્યા છે તેની ભાળ જેમની મદદથી એ જરૂર મેળવી શક્યો હોત,

તેમની ઉપર જો એણે સુદૃઢ અને સુનિશ્ચિત એવો કાબૂ ટકાવી રાખ્યો હોત તો ઈટલીમાં પોતાની કીર્તિ અખંડ રાખવામાં એને બિલકુલ મુશીબત પડી ન હોત. પણ હજી તો મિલાનમાં એણે માંડ પગ મૂક્યો હશે ત્યાં તો પોપ એલેકઝાંડરને રોમાના કબજે કરવામાં મદદ કરીને એણે કરવું જોઈએ તેનાથી બરાબર ઊંધું જ કર્યું. એ આટલું પણ ન સમજ્યો કે આ માર્ગ લેવાથી પોતાના મિત્રોનું, અને જેઓ નાસીને પોતાને આશ્રયે આવ્યા હતા તેમનું બલિદાન દેવાય છે, અને જે આધ્યાત્મિક સત્તાને કારણે ધર્મસત્તા આટલો બધો અધિકાર ભોગવે છે તેમાં ભૌતિકસત્તાની ઉમેરણી થતાં તેનું બળ ઓર વધી જાય છે. પણ એક ભૂલ કરી એટલે એની પૂંઠે બીજી ભૂલો કરવાની એને ફરજ પડી. બાકી ખરેખર તો એલેકઝાંડરની મહત્વાકાંક્ષાનો અંત આણવા અને તેને ટસ્કેનીનો શાસક થતો અટકાવવા તો રાજા લૂઈને ઈટલીમાં આવવાની ફરજ પડી હતી. હવે ધર્મસત્તાનું બળ વધારીને અને મિત્રો ગુમાવીને જ એ જંપ્યો નહીં નેપલ્સનું રાજ્ય મેળવવાના લોભમાં સ્પેનના રાજાનો એણે ભાગ રાખ્યો અને જ્યાં પોતે એકલો ઈટલીનો ભાગ્યવિધાતા હતો ત્યાં હવે એ એક ભાગિયો લઈ આવ્યો, જેથી કરીને પોતાના તરફ નારાજ એવા એ પ્રાન્તના મહત્વાકાંક્ષીઓને પોતાનું સાંભળનાર કોઈ મળી રહે. વળી એ રાજ્યના અસલ રાજાને એ પોતાનો ખંડિયો બનાવી શક્યો હોત તેને બદલે એણે એને ગાદીએથી ઉઠાડી મૂક્યો અને પોતાને હાંકી કાઢી શકે એવાને ત્યાં રાજા તરીકે સ્થાપ્યો.

સમૃદ્ધિ પ્રાપ્ત કરવી એ એટલું બધું સ્વાભાવિક અને સામાન્ય છે કે જેઓ એ પ્રાપ્ત કરી શકે તેઓ સફળતાથી તેમ કરે છે, ત્યારે તેમની વાહવાહ થાય છે, વગોવણી થતી નથી. પણ જેમની તેમ કરવાની શક્તિ હોતી નથી છતાં ગમે તે ભોગે તેમ કરવા મથતા હોય છે તેઓ ભૂલો ઉપર ભૂલો કરી બેસે છે, અને ખૂબ વગોવણીને પાત્ર થાય છે. એટલે જો પોતાના લશ્કરની મદદથી નેપલ્સને જીતી લેવાને ફ્રાંસ સમર્થ હતું તો તેણે તે જીતી લેવું જોઈતું હતું. પણ જો નહોતું તો તેણે ભાગીદાર ઊભા કરવો જોઈતો નહોતો. અગર જો વેનીશિયનોનો લોમ્બાર્ડીમાં તેણે ભાગ રાખ્યો તેને કંઈક ક્ષમ્ય ગણી શકાય એમ છે, કેમકે તો જ ફ્રેન્ચ રાજાને ઈટલીમાં પગ મૂકવાનું સાધન થયું હતું, પણ ભાગીદારીની આ બીજી ઘટના અનાહૂતની હોઈને અક્ષમ્ય પણ તેટલી જ છે.

આમ લૂઈએ પાંચ ભૂલો કરી : નાની નાની સત્તાઓને એણે ઉખેડી નાંખી. ઈટલીમાં એક સત્તાધીશની સત્તા વધારી આપી, ઈટલીની ધરતી ઉપર એક બળવાન પરદેશીને નોતર્યો, પોતે ત્યાં રહ્યો નહીં, તેમ વસાહતો સ્થાપી

નહીં. પણ આ બધી ભૂલો કરવા છતાં એ જો ત્યાં જઇને રહ્યો હોત અને એક છઠ્ઠી ભૂલ કરવાનું ટાળ્યું હોત તો એને કશી હાનિ પહોંચત નહીં. વેનીશિયનો પાસેથી એણે રાજ્ય પડાવી લીધું એ એની છઠ્ઠી ભૂલ હતી. જો એણે ધર્મસત્તાને અધિક બળવાન બનાવી ન હોત અને સ્પેનીઅર્ડોને ઇટલીમાં નોતર્યાં ન હોત તો વેનીશિયનોનું બળ તોડવાનું વાજબી હતું અને જરૂરી પણ હતું. પણ એકવાર જે પગલાં એણે ભર્યાં તે પછી વેનીશિયનોનો ખુરદો કાઢવાની સંમતિ એણે કદી આપવી ઘટતી નહોતી, કેમકે જો વેનીશિયનો બળવાન હોત તો લોમ્બાર્ડી ઉપર ડોળો લગાવતાં બીજા ખમચાઈ ગયા હોત, કેમકે અમુક અંશે પોતાને લોમ્બાર્ડી ગુમાવવું પડે તેવી પરિસ્થિતિનો વેનીશિયનોએ સામનો કર્યો હોત અને અમુક અંશે ફ્રાંસ પાસેથી તે પડાવી લઇને વેનિસને પાછું આપી દેવાનું બીજાઓને પરવડ્યું ન હોત, જ્યારે બંને ઉપર એકસામટો હુમલો કરવાની તો કોઇની હિંમત ન ચાલી હોત. હવે જો કોઈ એમ પ્રતિવાદ કરે કે યુદ્ધ ટાળવાના હેતુથી રાજા લૂઇએ રોમાના એલેક્ઝાંડરને આપી દીધું અને નેપલ્સનું રાજ્ય સ્પેનને આપી દીધું તો જે કારણો અગાઉ હું વર્ણવી ગયો છું તે જ કારણોસર મારો જવાબ એ છે કે યુદ્ધને ટાળવાના હેતુથી કોઇએ અંધાધૂંધી આવકારવી નહીં જોઇએ, કેમકે તેથી યુદ્ધ ટળતું નથી પણ તમારા હિત વિરુદ્ધ તે વિલંબમાં પડે છે. અને બીજા કોઈ એમ દાવો કરે કે પોતાના લગ્નને ફોક કરાવવાના અને રોહાનને ધર્માધ્યક્ષપદ મળે તેના બદલામાં રાજા લૂઇએ પોતા પૂરતું એ સાહસ હાથ ધરવાનું વચન પોપને આપ્યું હતું તો રાજવીઓના વિશ્વાસ વિશે અને વિશ્વાસ પાળવા વિશે જે કંઈ હું આગળ ઉપર કહેવાનો છું તે જ મારો જવાબ છે. આમ પ્રાન્તો જીતી લેનારા અને તેમને ભોગવનારા બીજાઓએ જે શરતો પાળી છે તે રાજા લૂઇએ પાળી નહીં તેથી તેણે લોમ્બાર્ડી ગુમાવ્યું.

અને આ કોઈ ચમત્કારક ઘટના નથી પણ અત્યંત બુદ્ધિગમ્ય અને સ્વાભાવિક ઘટના છે. જ્યારે પોપ એલેક્ઝાંડરનો પુત્ર સીઝર બોર્જિયા, જેને વેલેન્ટાઇન તરીકે સૌ ઓળખે છે તે રોમાનાનો કબજો સંભાળતો હતો, ત્યારે નાનટીસ ખાતે કાર્ડિનલ રોહાન સાથે મારે આ વિશે વાત થઈ હતી. જ્યારે કાર્ડિનલ રોહાને મને એમ કહ્યું કે, ઇટાલિયનોને યુદ્ધવિદ્યાની સમજ નહોતી ત્યારે મેં જવાબ વાળેલો કે ફ્રેન્ચોને રાજવિદ્યાની સમજ નહોતી કેમકે જો તેમને ખબર હોત તો ધર્મસત્તાનો મહિમા આટલો બધો વધવા ન દેત. અનુભવે આપણને બતાવી આપ્યું છે કે ઇટલીમાં ધર્મસત્તાની તેમજ સ્પેનની મહત્તા ફ્રાંસે સરજાવી છે અને એના વિનાશનું મૂળ પણ તે જ છે. આમાંથી કદી

## પ્રકરણ : ૪

### સિકંદરે કબજે કરેલા ડરાયસના રાજ્યમાં સિકંદરના મૃત્યુ પછી તેના વારસદારો સામે શા માટે બંડ ન થયું

તાજા પ્રાપ્ત કરેલા રાજ્યને ટકાવી રાખવામાં રહેલી મુસીબતોનો ખ્યાલ કરીએ છીએ ત્યારે ફક્ત ગણતર વર્ષોમાં મહાન સિકંદર શી રીતે એશિયાનો સ્વામી બની શક્યો, તેનું ભારે આશ્ચર્ય થાય છે. હવે એણે એશિયાઇ પ્રદેશોનો કબજો માંડ મેળવ્યો હતો ત્યાં તો એનું અવસાન થયું; એટલે એને આધારે એમ અટકળી શકાય કે આખું રાજ્ય તેની સત્તા સામે બંડ પોકારી ઊઠ્યું હશે. તેમ છતાં એના અનુગામીઓની સત્તા ટકેલી જ રહી; અને તેમનામાં પોતપોતાની મહત્વાકાંક્ષાઓને લીધે આપસઆપસમાં જે મુશ્કેલીઓ ઊભી થઈ તે સિવાય અન્ય કોઇ એમને સત્તા ટકાવી રાખવામાં અનુભવવી પડેલી નહીં.

આ વિશે મારો ઉત્તર એ છે કે ઇતિહાસે નોંધેલાં રાજ્યોનું શાસન બે પ્રકારે થયેલું છે: કાં તો રાજવી અને તેના સેવકો દ્વારા, જેમાં સેવકો રાજવીની કૃપાથી અને સંમતિથી નિયુક્ત થયેલા મંત્રીઓ તરીકે રાજ્ય ઉપર શાસન ચલાવવામાં તેને સહાય કરતા હોય છે; અથવા તો, રાજવી અને ગરાસદારો દ્વારા. આ ગરાસદારો શાસકની કૃપાથી નહીં પણ તેમના ખાનદાનની પ્રાચીન-તાથી પોતાનો દરજ્જો સંભાળતા હોય છે. આવા ગરાસદારોને તેમનાં પોતાનાં રાજ્ય અને તેમની પોતાની રૈયત હોય છે. એ રૈયત એમને જ પોતાના સ્વામી ગણતી હોય છે, અને સ્વાભાવિક રીતે તેમને વળગી રહેતી હોય છે. જે રાજ્યો રાજવી અને તેના સેવકોથી શાસિત થતાં હોય છે તેમાં રાજવી પાસે વધારે અધિકારો હોય છે, કેમકે આખા રાજ્યમાં તેના સિવાય બીજા કોઇને સર્વોપરિ લેખવામાં આવતો નથી. અને વખતે બીજાની આજ્ઞા પળાતી હોય છે તો તે રાજવીના મંત્રીઓ અને અમલદારો તરીકે પળાતી હોય છે તેથી એમના પ્રત્યે કોઇની ખાસ ભક્તિ વહી જતી નથી. આ બંને પ્રકારના રાજ-વહીવટનાં આપણાં સમયનાં ઉદાહરણો તે તુર્ક સુલતાનનું અને ફ્રાન્સના રાજાનું રાજ્ય છે. આખું તુર્ક રાજસત્તાક એક જ શાસકથી શાસિત થાય છે

પેસારો કરવો આસાન છે, કેમકે દરેક રાજ્યમાં ખટપટિયાઓનો અને ફેરફારો ચાહનારાઓનો તોટો હોતો જ નથી. આ બધાં તત્ત્વો, ઉપર વર્ણવ્યાં કારણોસર, તમારે માટે આગળા ખોલી નાખી શકે. પણ તે પછી તમે કબજો ચાલુ રાખવા માગતા હો તો જેમણે તમને સહાય કરી હોય તેમના તરફની અને તમે જેમને રંજાડ્યા હોય તેમના તરફની પારાવાર મુશ્કેલીઓ ઊભી થવાની.

વળી આ દાખલામાં રાજકુટુંબને તારાજ કરવાથી પણ અર્થ નહીં સરે, કેમકે તે પછી પણ એવા અમીરઉમરાવો બાકી રહી જવાના જેઓ નવી ક્રાંતિઓની સરદારી લેવાના અને તેમને રીઝવવાને કે તેમનું નિકંદન કાઢવાને તમે સમર્થ નહીં હોવાથી જ્યારે પણ અવસર આવે ત્યારે તમારે રાજ્ય ગુમાવવું પડવાનું.

હવે ડરાયસના રાજ્યનું સ્વરૂપ કોના જેવું હતું તેનો તમે ખ્યાલ કરશો તો તમને માલુમ પડશે કે એ તુર્ક સુલતાનના રાજ્ય જેવું હતું અને તેથી જ સિકંદરને પહેલાં તો એ પૂરેપૂરું ઊખેડી નાખવું પડ્યું હતું. અને તુર્ક પ્રદેશ ઉપર ચડાઈ કરવી પડી હતી. એમાં વિજય પ્રાપ્ત કર્યા પછી અને ડરાયસ મરી ગયો તે કારણે પણ ઉપર નિરૂપેલાં કારણોસર સિકંદરને એ રાજ્ય સુરક્ષિત સ્થિતિમાં પચી ગયું હતું. હવે એના વારસદારોએ પણ જો પોતાની એકતા ટકાવી રાખી હોત તો જીતેલું રાજ્ય તેઓ શાંતિથી ભોગવી શક્યા હોત અને પોતે જે ઊભા કર્યા હોય તે સિવાયના ઉત્પાતો પણ એ રાજ્યમાં પેદા થયા ન હોત. પણ જે દેશો ફ્રાંસની માફક રચાયેલા હોય તેમના ઉપર આટલી સરળતાથી કબજો ટકાવી રાખવો અશક્ય છે. એટલે જ સ્પેન, ફ્રાંસ અને ગ્રીસમાં રોમનોની સામે વારંવાર બંડ જાગી ઊઠયાં હતાં, કેમકે આ સર્વ રાજ્યોમાં સંખ્યાબંધ ઠકરાતો આવેલી હતી અને જ્યાં સુધી આ ઠકરાતોની સ્મૃતિ કાયમ રહી ત્યાં સુધી રોમનોને હમેશાં પોતાનો વિજય અનિશ્ચિત લાગેલો. પણ જ્યારે આ ઠકરાતોની સ્મૃતિ હોલવાઈ ગઈ ત્યારે સામ્રાજ્યની સત્તા અને સંગીનતાને જોરે તેઓ આ પ્રદેશોના સર્વાંશે ધણીરણી બન્યા, તે એટલે સુધી કે જ્યારે રોમનો આપસઆપસમાં ઝગડી પડ્યા ત્યારે પણ પ્રાંતના જે ભાગમાં તેમનો અધિકાર સ્થાપિત થયો હતો ત્યાંની પ્રજાનો ટેકો મળવાની તેમને દરેકને ખાતરી હતી. જૂના રાજવંશોની નાબૂદી પછી પ્રજાએ રોમનોને જ શાસકો તરીકે પ્રમાણ્યા હતા. એટલે આ બધું ધ્યાનમાં રાખતાં એશિયા ઉપરનું પ્રભુત્વ ટકાવી રાખવામાં સિકંદરે અનુભવેલી સરળતાથી અને જિતાયેલા પ્રદેશો ટકાવી રાખવામાં પ્ફિરસ અને તેના જેવા બીજા અનેકોએ

# પ્રકરણ : ૫

## કબજે લેવાયા પૂર્વે જે નગરો કે સંસ્થાનો સ્વકીય કાયદા અનુસાર જીવન ગુજારતાં હોય તેમના ઉપર રાજ્ય કરવાની રીત

જીતમાં મેળવેલાં જે રાજ્યો પોતાના જ કાયદાઓ હેઠળ સ્વતંત્ર રીતે જીવવાને ટેવાયેલાં હોય તેમને ટકાવી રાખવાની ત્રણ રીતો છે: પહેલી તે તેમને ખાનાખરાબ કરવાની રીત; બીજી તે ત્યાં જાતે જઈને રહેવાની રીત; અને ત્રીજી તે તેમની પાસેથી ખંડણી વસુલ કરતા રહીને તેમજ એ પ્રદેશમાં તમારી પ્રત્યે મિત્રતા રાખનારી થોડાક માણસોની બનેલી સરકાર રચીને તેમને તેમના પોતાના કાયદા અનુસાર જીવવા દેવાની રીત. રાજવીએ જ આ સરકાર રચી હશે, તેથી રાજવીની મિત્રતા અને આશ્રય વિના એ સરકાર ટકી શકવાની નથી એમ એ બરાબર સમજી ગયેલી હોવાથી મિત્રતા અને આશ્રયને એ નભાવવાની. વળી જે નગરરાજ્યને સ્વાધીનતાનો મહાવરો હોય તેને જાળવી રાખવા માટે બીજી કોઈ પણ રીત કરતાં એના પોતાના નગરજનોની મદદથી એ વધારે સારી રીતે જળવાશે.

આ સંબંધમાં સ્પાર્ટનો અને રોમનોનાં દૃષ્ટાંતો મોજૂદ છે. સ્પાર્ટ-નોએ એથેન્સ અને થીબ્ઝમાં થોડાક માણસોની બનેલી સરકાર રચીને તેમના પરનો કબજો ટકાવી રાખ્યો. તેમ છતાં તે ગુમાવી પણ દીધાં. રોમનોએ કાપુઆ, કાર્થેજ અને નુમેન્ટીઆને ટકાવી રાખવાને વાસ્તે એમને ખાના-ખરાબ કીધાં પણ ખોયાં નહીં. ગ્રીસ પરનું આધિપત્ય જાળવી રાખવા માટે સ્પાર્ટનોએ ત્યાં જે કર્યું લગભગ તે જ રોમનો પણ કરવા માગતા હતા, અર્થાત્ એના પોતાના કાયદા હેઠળ એને સ્વતંત્ર રહેવા દેવા માગતા હતા, પણ એમાં તેઓ સફળ થયા નહીં. એટલે એ પ્રાંતને ટકાવી રાખવા તેનાં ઘણાં નગરોને ઉજ્જડ બનાવવાની તેમને ફરજ પડી, કેમકે સાચું કહું તો એમને ખાનાખરાબ કર્યા સિવાય એમને ટકાવી રાખવાની બીજી એકે ભરોંસાદાર રીત જ નથી. અને મુક્ત નગરરાજ્યનો જે કોઈ શાસક બને તે જો તેનો નાશ ન કરે તો પોતે જ તેને હાથે નાશ પામવાની આશા રાખી શકે, કેમકે સ્વતંત્રતાને

## પ્રકરણ ૬

# પોતાનાં સૈન્યથી અને પોતાની શક્તિથી પ્રાપ્ત કર્યાં હોય તેવાં નવાં સંસ્થાનો વિશે

પોતાનાં સૈન્યથી અને પોતાની શક્તિથી પ્રાપ્ત કરેલાં નવાં સંસ્થાનોની વાત કરતાં રાજવી અને રાજ્ય ઉભયના સંબંધમાં હું બહુ ઊંચાં દૃષ્ટાંતો રજૂ કરું તો તેથી કોઈએ વિસ્મય પામવાની જરૂર નથી, કેમકે માણસો સામાન્ય રીતે બીજાઓએ જે રસ્તો ખૂંદ્યો હોય તે રસ્તે જ કાયમ ચાલતા હોય છે અને અનુકરણપૂર્વક પોતાના વ્યવહાર ચલાવતા હોય છે. હવે બીજાઓને ચોકસાઈ પૂર્વક અનુસરવું હંમેશાં શક્ય નહીં હોવાથી તેમજ જેમનું અનુકરણ કરીએ તેમની ઊંચી કક્ષાએ હંમેશાં પહોંચી નહીં શકાતું હોવાથી ડાહ્યા માણસે હંમેશાં મહાન પુરૂષોએ ખેડેલા માર્ગને અનુસરવું ઘટે છે, અને જેઓ સૌથી વધુ ઉત્કૃષ્ટ હોય તેમનું અનુકરણ કરવું ઘટે છે, જેથી તેમના જેવી મહત્તા સિદ્ધ ન કરી શકાય ત્યારે પણ, કાંઈ નહીં તો એનો થોડોક પાસ તો પોતાને બેસે છે. આ બાબતમાં કુશળ તિરંદાજોનું દૃષ્ટાંત ધ્યાનમાં રાખવા જેવું છે. તિરંદાજો જ્યારે ખૂબ આઘે નિશાન તાકવા માગતા હોય છે ત્યારે પોતાનું ધનુષ્ય તીરને ક્યાં સુધી પહોંચાડશે તે જાણતા હોવાથી લક્ષ્ય કરતાં ઘણે ઊંચે તાકે છે તે એમ સમજીને નહીં કે તેટલી ઊંચાઈએ તેમનું તીર પહોંચવાનું છે; પરંતુ ઊંચા નિશાન વડે પોતે તાકે છે તે નીચું નિશાન તેઓ વીંધે છે.

એટલે જ કહું છું કે નવાં સંસ્થાનોમાં જ્યારે નવો રાજવી હોય ત્યારે સંપાદન કરનારની ઓછીવત્તી શક્તિ અનુસાર ઓછીવત્તી સરળતાથી તેમના પરની સતા ટકાવી શકાય છે. વળી જ્યારે કોઈ સામાન્ય આદમી રાજવી થઈ બેસે ત્યારે કાંતો અસાધારણ શક્તિ અથવા સદ્ભાગ્ય એનું કારણ હશે એમ પણ અટકળી શકાય છે. તેવા સંજોગમાં મુશ્કેલીઓ નિવારવામાં કાં શક્તિ કાં ભાગ્ય સહાયભૂત થતાં હોય છે. તેમ છતાં જેમને સારા નસીબે ઓછી યારી આપેલી હોય તેમણે ઉત્તમોત્તમ પરાક્રમ દાખવેલું જોવા મળે છે. આવા રાજવીને બીજું કોઈ સ્થાન નહીં હોવાથી આ પ્રદેશમાં પંડે રહેવાની ફરજ પડે છે તેથી પણ તેનું કામ ઘણું આસાન બની જાય છે. નસીબના નહીં પણ પોતાની

યોગ્યતાના પ્રતાપે જેઓ રાજવી બન્યા હતા તેમાં મોઝીસ, સાયરસ, સેમ્યુઅલ થીસીયસ અને તેમના જેવા બીજાઓને હું સર્વોત્તમ ગણું છું. આમ જો કે મોઝીસનો દાખલો કોઈએ આપવો ન જોઈએ, કેમકે, એને તો કેવળ ઈશ્વરે કરેલા આદેશોનું પરિપાલન કરવાનું હતું, તો પણ એ આપણી પ્રશંસાના અધિકારી છે, કેમકે ઈશ્વર સાથે વ્યવહાર કરવાની તેની યોગ્યતા સ્થાપિત કરનારી દૈવીકૃપા તો એ ધરાવતો હતો જ. પરંતુ સાયરસ અને બીજાઓ, જેમણે રાજ્યો છત્યાં – અથવા સ્થાપ્યાં, તે બધા જ પ્રશંસાને પાત્ર છે એમ પ્રતીત થશે. વળી તેમનાં વિશિષ્ટ કાર્યો અને કાર્યપદ્ધતિઓની પરીક્ષા કરવામાં આવે તો મોઝીસ કરતા તેઓ બહુ જુદા છે એમ નહીં લાગે, જોકે મોઝીસનો તો સ્વામી પણ મહાન હતો. આ સર્વનાં જીવન અને કાર્યોનું નિરીક્ષણ કરતાં સમજાશે કે નસીબનું તેમના ઉપર કંઈજ ઋણ નહોતું, પરંતુ તેમને એક એવી તક મળી ગઈ હતી જેણે તેમને સામગ્રી પૂરી પાડી અને તેમણે એ સામગ્રીને મનમાનતો ઘાટ આપ્યો. આ તક વિના તેમની શક્તિઓ એળે ગઈ હોત અને આ શક્તિઓ વિના તક મળવી ન–મળવી તે સરખું બની રહેત.

એટલે મોઝીઝને માટે ઈઝરાયેલની પ્રજાને મિસરમાં ગુલામીની દશામાં સબડતી અને મિસરીઓને હાથે રિબાતી જોવાનું જરૂરી હતું, જેથી ગુલામી-માંથી છૂટવા માટે ઈઝરાયેલીઓ મોઝીઝને અનુસરવા તત્પર બને. એ જ પ્રમાણે રોમ્યુલસ આલ્બામાં રહી જ ન શકે અને જન્મકાળે જ મુસીબતમાં આવી પડે એ તેને માટે પણ જરૂરનું હતું કેમકે તો જ એ રોમનો સમ્રાટ અને એ રાષ્ટ્રનો સ્થાપક બની શક્યો. મીડ્ઝના સામ્રાજ્યમાં ઈરાનીઓ અસંતુષ્ટ હતા અને દીર્ઘકાળની શાંતિને કારણે મીડ્ઝ નબળા અને બાયલા બની ગયા હતા એટલું પ્રતીત થવું સાયરસને માટે જરૂરી હતું. તેમજ એથેન્સવાસીઓ વેરવિખેર બની ગયા છે એવું થીસિયસને જણાયું ન હોત તો એ પોતાની શક્તિઓ દાખવી શક્યો ન હોત. આ બધી તકોને લીધે આ પુરુષોને પોતાના ઉત્તમ ગુણો પ્રગટ કરવાનો અને તેના લાભ ઉઠાવવાનો અવસર મળ્યો અને પરિણામે પોતાના દેશને તેઓ ઉન્નત કરી શક્યા અને તેની સમૃદ્ધિ વધારી શક્યા.

આ પ્રકારની શક્તિઓ દાખવીને જેઓ રાજવી બને છે, તેઓ પોતાનાં સંસ્થાનો મેળવે છે મુશ્કેલીથી પણ જાળવી રાખે છે આસાનીથી. વળી સંસ્થા-નો મેળવવામાં તેમને જે વીતે છે તે અમુક અંશે તો પોતાનું સ્થાન દૃઢ કરવા માટે જે નવા કાયદાકાનૂનો અને ધારાધોરણો તેમને દાખલ કરવાં પડે છે તેને લીધે વીતતું હોય છે. એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે નવી વ્યવસ્થા દાખલ

કરવા જેવું મુશ્કેલ, સફળતાની ખાત્રી વિનાનું, અને જોખમોથી ભરેલું બીજું એકેય કામ નથી, કેમકે જૂની વ્યવસ્થાનો ફાયદો ઉઠાવનારા સૌ કોઈ સુધારો દાખલ કરનારના દુશ્મનો બને છે. વળી નવી વ્યવસ્થાનો ફાયદો ઉઠાવનારા સૌ એના મોળા પક્ષકારો હોય છે. આ મોળાપણું અમુક અંશે જેમને પક્ષે અસલી કાયદા છે એવા પ્રતિપક્ષીઓના ભયમાંથી પેદા થતું હોય છે, અને અમુક અંશે માણસજાતની અનાસ્થામાંથી પેદા થતું હોય છે, કેમકે જ્યાં સુધી પ્રત્યક્ષ અનુભવ થાય નહીં ત્યાં સુધી કોઈપણ નવી વાતની માણસને પતીજ પડતી નથી. એટલે એવું બને છે કે સુધારા દાખલ કરનાર ઉપર પક્ષકારોના ઉત્સાહથી આઘાત કરવાની એકેએક તકનો ઉપયોગ તેના વિરોધીઓ કરે છે જ્યારે બીજાઓ મંદોત્સાહથી તેને ટેકો આપે છે અને આ બેની વચમાં વિજેતાને ભારે જોખમ ખેડવાનું આવે છે. તેમ છતાં આ પ્રશ્નની પૂરી જાંચ કરવી હોય તો સુધારકો આત્મવશ છે કે પરવશ છે, અર્થાત્ પોતાની યોજનાઓ પાર પાડવામાં તેમને સામાને કાલાવાલા કરવા પડે છે કે સામાને તેઓ ફરજ પાડી શકે છે તેની તપાસ કરવી જરૂરની છે. પહેલા દાખલામાં તેઓ અવશ્ય નિષ્ફળ જાય છે અને કશું સિદ્ધ કરી શકતા નથી. પણ જ્યારે તેઓ પોતાના બળ ઉપર મુસ્તાક હોય છે અને બળ વાપરવા સમર્થ હોય છે ત્યારે તેઓ ભાગ્યે જ નિષ્ફળ જાય છે. આમાંથી એટલું ફલિત થાય છે કે સઘળા સશસ્ત્ર પયગંબરો વિજય પ્રાપ્ત કરે છે અને નિઃશસ્ત્ર પયગંબરો નિષ્ફળ જાય છે. અગાઉ જે કંઈ કહેવાઇ ગયું છે તે ઉપરાંત એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે લોકચરિત્ર પણ બદલાતી રહેનારી વસ્તુ છે અને લોકની શ્રદ્ધા જાગૃત કરવી એ સહેલું હોય ત્યારે પણ એમની શ્રદ્ધા ટકાવી રાખવી મુશ્કેલ છે. એટલે ગોઠવણ જ એવી થવી જોઈએ કે જ્યારે તેઓ આપ મેળે માન્યા કહેતા ન હોય ત્યારે બળે બળે કહે. આપણા સમયમાં જેમ ફ્રાઝીરોલેમો સેવોના રોલની બાબતમા બન્યું તેમ મોઝીઝ, સાયરસ, થીસિયસ, અને રોમ્યુલસ નિઃશસ્ત્ર રહ્યા હોત તો એમણે ઘડેલાં જે બંધારણો આટલો લાંબો સમય પળાવી શકાયાં ન હોત. જ્યારે લોકસમુદાયનો ફ્રાઝીરોલેમો સેવોના રોલા ઉપરનો વિશ્વાસ ઊઠી ગયો ત્યારે પોતાના નવા નિયમોની બાબતમાં સાવ નિષ્ફળ ગયો. જેમને તેનામાં વિશ્વાસ હતો તેમનો તે સાથ મેળવી શક્યો નહીં, અને જેમને અણવિશ્વાસ હતો તેમને તે ફરજ પાડી શક્યો નહીં, એટલે આવા માણસોને પોતાનો રસ્તો કાઢવામાં મોટી મુસીબતો નડે છે. તેમને તેમનાં જોખમો વાટમાં સામાં મળે છે અને પોતાના સાથર્થ્યથી તેમને જેર કરવાના હોય છે. પણ એકવાર તે જેર થયા અને લોકસમુદાય એમની પ્રત્યે આદરભાવથી જોવા લાગ્યો, વળી

પોતાના દૂષીઆઓને દબાવી દીધા એટલે પછી તેઓ સમર્થ અને સુરક્ષિત, આદરપાત્ર અને સુખી બને છે.

ઉપર જે ઉચ્ચ કક્ષાનાં દૃષ્ટાંતો આપ્યાં તેમાં નીચલી કક્ષાનું એક દૃષ્ટાંત પણ હું ઉમેરીશ; જો કે સરખામણીમાં એ છેક ઉતરે એવું નથી અને અમુક અંશે ઉપર ગણાવ્યા તે બધા પ્રસંગોનું ઉદાહરણ થવાને તે યોગ્ય છે, એ દૃષ્ટાંત સાયરેક્યુસના હાયેરોનું છે. એક સામાન્ય વ્યક્તિમાંથી એ સાયરેક્યુસનો રાજા થયો. તક પ્રાપ્ત કરી આપવા ઉપરાંત વિધિએ બીજી કોઈ મદદ તેને કરી નહોતી. સાયરેક્યુસના પીડિત પ્રજાજનોએ એને પોતાના નાયક તરીકે પસંદ કર્યો અને એ સ્થાનેથી પોતાની શક્તિ વડે રાજ્યપદ સુધી એ પહોંચ્યો. એ સામાન્ય પ્રજાજન હતો ત્યારે પણ એના ગુણો એ કોટિના હતા કે એને વિશે લખાયું છે તેમ રાજ્ય કરવા માટે રાજ્ય સિવાય એની પાસે કશું ખૂટતું નહોતું. એણે જૂના લશ્કરનું વિસર્જન કર્યું. નવું લશ્કર ઊભું કર્યું; જૂની મૈત્રીઓ પરહરી, નવી મૈત્રીઓ સરજાવી, અને આ રીતે મિત્રો અને સૈનિકો પોતાની જ પસંદગીના વહોર્યા હોવાથી એ પાયા ઉપર એણે એવી સુદૃઢ ઇમારત ચણી કે આ સ્થિતિએ પહોંચવા માટે એને જોકે ઘણું કષ્ટ વેઠવું પડ્યું તો પણ એ સ્થિતિએ ટકી રહેવામાં એને સરળતા થઈ ગઈ.

## પ્રકરણ : ૭

## અન્યના સામર્થ્યથી અથવા ભાગ્યયોગે સંપ્રાપ્ત કરેલાં નવાં સંસ્થાનો વિશે

સામાન્ય નાગરિકોમાંથી જેઓ નસીબના જોરે રાજવીપદ સુધી પહોંચે છે તેમને ઉત્કર્ષ સાધવામાં બહુ ઓછી, પણ પોતાનું સ્થાન ટકાવી રાખવામાં ઝાઝી, તકલીફ પડે છે. એમને માર્ગમાં કશી મુશ્કેલીઓ આડે આવતી નથી કેમકે એની ઉપર રહીને તેઓ પસાર થઈ ગયા હોય છે; પણ જેવા તે સુસ્થાપિત થાય કે મુશ્કેલીઓ શરૂ થવા માંડે છે. આ તે માણસો હોય છે જેમને દ્રવ્યને ખાતર અથવા દાતારની મહેરબાનીના રાહે રાજ્ય બક્ષેલું હોય છે. ગ્રીસમાં આયોનિયા અને હેલેસ્પોન્ટનાં નગરોમાં ઘણાંની બાબતમાં આવું બન્યું હતું. પોતાની સુરક્ષિતતા અને કીર્તિને વાસ્તે આ સ્થાનો ટકાવી રાખવાની દૃષ્ટિથી ડરાયસે આ લોકોને રાજાઓ બનાવ્યા હતા. આવા કેટલાક સમ્રાટો પણ હતા જેઓ લશ્કરને લાંચ આપીને સામાન્ય નાગરિકોમાંથી ઊંચા પદવીએ પહોંચ્યા હતા. આવાઓ પોતાને ઊંચા આણનારની કૃપા ઉપર અને દૈવ ઉપર અવલંબતા હોય છે, અને આ બંને અત્યંત અસ્થાયી અને ચંચળ હોય છે. આ લોકોને પોતાનો દરજ્જો કેમ ટકાવી રાખવો તે આવડતું નથી હોતું તેમ એમની પરિસ્થિતિ પણ તેને અનુકૂળ હોતી નથી. પોતે અસાધારણ પ્રતિભા ધરાવતો હોય તે સિવાય સામાન્ય સ્થિતિમાં રહેવાને ટેવાયેલો માણસ બીજાઓ પર શી રીતે અમલ ચલાવવો તે જાણતો હોતો નથી. વળી આવાઓ પાસે વફાદાર અને અનુકૂળ લશ્કરો પણ હોતાં નથી જેના જોરે પોતાની સત્તા તેઓ નભાવી શકે. વળી ઝટઝટ ઉદ્ભવ અને વિકાસ પામનારા બીજા સર્વ પદાર્થોની માફક ઝપાટાબંધ સ્થપાયેલાં રાજ્યો પણ ઊંડાં મૂળ ઘાલી શકતાં નથી અને તેમને વ્યાપક સંરક્ષણ પણ હોતું નથી, જેથી પહેલો જ તોફાની વાયરો તેમને ઉધ્વસ્ત કરે છે. અપવાદ એટલો કે, પહેલાં કહેવાઈ ગયું છે તેમ, જે માણસ આ રીતે રાજા બન્યો હોય તે એવી અસાધારણ પ્રતિભા ધરાવતો હોય કે જેથી નસીબે જે કંઈ એના ખોળામાં નાખ્યુ હોય તેને જાળવી રાખવાને એ તાત્કાલિક પ્રબંધ કરી શકે, અને બીજાઓને રાજા થવા પહેલાં જે પાયા નાખવાની

અનુકૂળતા હોય તે રાજા થયા પછી તે નાખી શકે. રાજવીપદ મેળવવાની આ બે પદ્ધતિઓ વડે, એટલે કે સામર્થ્ય વડે અને સદ્‌ભાગ્ય વડે, રાજા થયેલાઓ વિશે હું આ સ્થાને એવાં બે દૃષ્ટાંતો રજૂ કરીશ જે આપણી સાંભરણમાં જ બન્યાં છે. એક તે ફ્રાંસેસ્કો સ્ફોરજાનું અને બીજું સિઝેર બોર્જીયાનું. ફ્રાંસેસ્કો સમુચિત ઉપાયો વડે અને અસાધારણ સામર્થ્ય વડે સાધારણ નાગરિકમાંથી મિલાનનો ડ્યૂક બન્યો હતો અને હજારો મુસીબતો વેઠીને એણે જે પ્રાપ્ત કર્યું હતું તે વિના મુસીબતે એણે ટકાવી રાખ્યું હતું. બીજી બાજુએ સિઝેર બોર્જીયા, જે સાધારણ રીતે ડ્યૂક વેલેન્ટાઇન તરીકે ઓળખાય છે તેણે પોતાના પિતાની લાગવગથી રાજ્ય મેળવ્યું અને એ લાગવગ ઘટી જતાં ગુમાવ્યું, જો કે કોઈપણ શાણો અને સમર્થ પુરુષ બીજાનાં શસ્ત્રોએ અને મહેરબાનીએ મેળવી આપેલા રાજ્યમાં સ્થિર થવા માટે જે કંઈ ઉપાય કરે તે બધા ઉપાયો તેણે કરેલા હતા છતાં ગુમાવ્યું. આપણે જોયું તેમ જેણે પોતાના પાયા પહેલેથી નાખ્યા હોતા નથી તે અસાધારણ સામર્થ્ય વડે પાછળથી નાખી તો શકે છે, જો કે તેમ કરવામાં સ્થપતિને પાર વિનાની મુશ્કેલી પડે છે અને ઇમારતને કાયમનું જોખમ રહે છે. એટલે ડ્યૂકની કાર્યપદ્ધતિનો આપણે ખ્યાલ કરીશું તો સમજાશે કે પોતાની ભાવિ સત્તા માટે તેણે કેવા સુદૃઢ પાયા નાખ્યા હતા. હું નથી માનતો કે આ નિરીક્ષણ નિરર્થક નીવડશે, કેમકે ડ્યૂકે લીધેલાં પગલાં કરતાં વધારે ઉત્કૃષ્ટ દૃષ્ટાંતો કોઇપણ નવા રાજવીને માટે સંભવતાં હોય તો હું જાણતો નથી. અગર જો એણે કરેલા ઇલાજો સફળ નીવડ્યા નહીં તો પણ એમાં દોષ એનો નહીં પણ દૈવની એની પ્રત્યેની અસાધારણ વક્રદૃષ્ટિનો હતો. પોતાના પુત્ર ડ્યૂકનાં સત્તાસામર્થ્ય વધારવાની ઇચ્છા સેવતા એલેકઝાંડર છઠ્ઠાને વર્તમાન અને ભવિષ્યની પ્રચંડ મુસીબતોનો સામનો કરવાનો હતો. પ્રથમ તો ધર્મ-સત્તાની હકૂમતમાં ન હોય તેવા એક પણ રાજ્યનો એને શાસક બનાવવાનો કોઈ માર્ગ એને દેખાયો નહીં. એ જાણતો હતો કે મિલાનનો ડ્યૂક તેમજ વેનીશિયનો પોપના તાબાનાં નગરો કાઢી આપવાના એના પ્રયાસોમાં કદી સંમત થવાના નહોતા કેમકે ફાએન્ઝા અને રીમીની ક્યારનાંએ વેનીશિયનોના સંરક્ષણ હેઠળ હતાં. વળી એણે એ પણ જોયું કે ઇટલીનાં લશ્કરી દળો, ખાસ કરીને એને ખપમાં આવે એવાં લશ્કરી દળો, એવા લોકોના હાથમાં હતાં જેમને પોપની મહત્તાનો ડર લાગતો હતો અને તેથી એમની પણ આશા રખાય એવી નહોતી કેમકે ઓરસીની, કોલોના અને તેમના મળતિયાઓના અંકુશ હેઠળ તે હતાં. એટલે ઇટલીના થોડાક ભાગ ઉપર પણ સુરક્ષિત પ્રભુત્વ

મેળવવા માટે ચાલુ પરિસ્થિતિમાં દખલ ઊભી કરવાની અને ઇટલીના રાજ્યોમાં અંધાધૂંધી ફેલાવવાની જરૂર તેને સમજાઈ. આમ કરવું સહેલું પણ હતું, કેમકે જુદાં જ પ્રયોજનોથી પ્રેરાઈને વેનીશિયનોએ ઇટલીમાં ફ્રેન્ચોને આમંત્ર્યા હતા, જેનો એણે વિરોધ તો કર્યો નહીં જ પણ રાજા લૂઇના પહેલા લગ્નને ફોક કરી આપીને એણે ઉપરથી અનુકૂળતા કરી આપી. આમ ફ્રેન્ચ રાજા વેનીશિયનોની મદદથી અને એલેક્ઝાંડરની સંમતિથી ઇટાલીમાં આવ્યો અને હજુ તો એણે મિલાનમાં પગ પણ મૂક્યો નહોતો ત્યાં તો પોપે રોમાનાના એના સાહસ માટે એને લશ્કરી ટુકડીઓ મેળવી આપી. આ શક્ય બન્યું તેનું એક કારણ ફ્રેન્ચ રાજાની પોતાની કીર્તિ પણ હતી. આ રીતે રોમાના મેળવીને અને કોલોનાને હરાવીને ડ્યૂકે જે રાજ્ય મેળવ્યું તેને ટકાવી રાખવામાં ને પોતે આગળ વધે તેમાં બે મુશ્કેલીઓ હતી: એક હતી એના લશ્કરની, જેની વફાદારી શંકાસ્પદ હતી; બીજી હતી ફ્રાન્સની ઇચ્છાની. અર્થાત્ એને ડર હતો કે રખેને ઓર્સિનીનાં જે દળો પોતાને સુલભ થયાં હતાં તે દગો દે, અને વધારે જીત મેળવવાનું તો આઘું રહ્યું પણ જે જીતેલું હતું તે સુદ્ધાં તે પડાવી લે. વળી રાજા પણ કંઈક એવું જ વલણ લે એવો એને ભય હતો. ઓર્સિની પૂરતો આનો પુરાવો પણ એને મળી ગયો. ફાએન્ઝા મેળવ્યા પછી એણે બોલોના ઉપર હુમલો કર્યો ત્યારે પોતાના લશ્કરની ઢીલાશ એણે પારખી. ઉરબીનોની અમીરાત પડાવી લીધા પછી ટસ્કેની ઉપર જ્યારે એણે આક્રમણ કર્યું ત્યારે રાજાએ એને આ સાહસ હાથ ધરતાં વાર્યો. એમાં રહેલી રાજાની ગત પણ એ વર્તી ગયો. આ પછી ડ્યૂકે નિશ્ચય કર્યો કે હવે ભાગ્યનો અને બીજાની શસ્ત્રસામગ્રીનો ભરોસો રાખવા જેવો નથી. એટલે સૌ પ્રથમ એણે રોમમાં ઓર્સિની અને કોલોનાના જેટલા પક્ષકારો હતા તેમને નબળા પાડવાનું કામ કર્યું. આ પક્ષકારોના મળતિયાઓ પૈકીના જેઓ શિષ્ટજનો હતા તેમનો સાથ મેળવીને, તેમને પોતાના અનુયાયીઓ બનાવીને, તેમને મોટાં વળતર આપીને અને તેમના દરજ્જા પ્રમાણે તેમને પદવીઓ અને અધિકારો આપીને તેણે તેમને એવા મેળવી લીધા કે થોડાક મહિનામાં જ પોતપોતાના પક્ષો વિશેની તેમની મમતા સદંતર લોપ પામી અને ડ્યૂકમાં કેન્દ્રિત થઈ. આ પછી કોલોનાના કુટુંબના વંશજોને દબાવી દઈને તેણે ઓર્સિનીના અગ્રણીઓને કચડી નાખવાની સંધિની રાહ જોવા માંડી. અને જેવી તે આવી કે એનો એણે સદુપયોગ કરી લીધો કેમકે ઓર્સિનીએ પણ એ સમજી લીધું કે ડ્યૂક અને ધર્મસત્તાની મહત્તામાં તેમનો પોતાનો વિનાશ છે. તેમણે પેરુગીનોમાંના મેગીયોન ખાતે મંત્રણાસભા નિમંત્રી જેમાંથી ઉરબીનોનું બંડ જાગ્યું, રોમાનામાં તોફાનો થયાં અને ડ્યૂકને માટે અનંત ભયો ઊભા થયા. પણ એ સર્વને એણે

ફ્રેન્ચોની મદદથી પરાસ્ત કર્યા. આમ ફ્રાન્સનાં કે બીજાં પરદેશી સૈન્યનો વિશ્વાસ કર્યા વિના, પોતાની પ્રતિષ્ઠા પુનઃ સંપાદિત કરીને, આ બધા સાથેનો સંબંધ તૂટે નહીં તેટલા ખાતર એણે વ્યૂહનીતિનો આશ્રય લીધો. એણે પોતાના ખરા આશયોને એવા સંતાડી રાખ્યા કે ઓર્સિનીએ એની સાથે સુલેહ કરી. ઓર્સિનીના પ્રતિનિધિ તરીકે સીનોર પાવલો ઉપસ્થિત થયો હતો. તેની આશંકાઓને ડ્યૂકે વિનયવ્યવહારથી, રાજપોશાક, દ્રવ્ય, અને અશ્વોની ભેટ-સોગાદથી એવી તો નિર્મૂળ કરી કે જાણે ભાવે સિનીગેગ્લીઆમાં આવવાને તે પ્રેરાયો અને એના પંજામાં સપડાયો. આ રીતે આ નેતાઓને દબાવી દઈને, એમના ભગતિયાઓને મિત્રો બનાવી દઈને, આખું રોમાના ઉરબીનોની જાગીર સાથે પ્રાપ્ત કરીને, ત્યાંના રહેવાસીઓનાં હૃદય જીતી લઈને ડ્યૂકે પોતાની સત્તાનો ઉત્તમ પાયો નાખ્યો, અને લોકો પણ તેના શાસનના લાભો અનુભવવા લાગ્યા.

હવે જે ભાગ મારે કહેવાનો છે તે નોંધપાત્ર અને બીજાઓએ અનુસરવા જેવો હોવાથી એનો ઉલ્લેખ કરવાનું હું ટાળતો નથી. ડ્યૂકે રોમાના જીતી લીધું તે પૂર્વે નિર્બળ શાસકોએ એના પર રાજ્ય કર્યું હતું. આ શાસકોએ પ્રજા પર રાજ્ય કર્યું હતું એમ કહેવા કરતાં પ્રજાને ફોલી ખાધી હતી એમ કહેવું વધુ યોગ્ય છે. એમણે સંપ કરતાં કુસંપને વધારે ઉત્તેજન આપ્યું હતું. પરિણામે આખો પ્રાન્ત લૂંટ, ધાડ, હલ્લા અને તમામ પ્રકારની અંધાધૂંધીનો ભોગ થઈ પડ્યો હતો. એટલે ડ્યૂકે પ્રજાને શાંત, સ્વસ્થ અને પોતાના શાસનને વફાદાર બનાવવા એને ઉત્તમ રાજવહીવટ પૂરો પાડવાનું મુનાસિબ ગણ્યું. આ માટે મેસર રેમિરો દ આર્કો નામના અત્યંત ક્રૂર પણ કાર્યદક્ષ અમલદારને એણે નિયુક્ત કર્યો અને એને સંપૂર્ણ અધિકાર બક્ષ્યો. આ માણસે થોડાક જ સમયમાં આખા દેશને વ્યવસ્થિત અને અખંડ બનાવવામાં પુષ્કળ સફળતા પ્રાપ્ત કરી. પરંતુ ડ્યૂકને આટલો બધો અબાધિત અધિકાર, એને આપવો તે કાર્યક્ષમ ન લાગતાં રખેને એ પ્રજામાં તિરસ્કાર પેદા કરે એમ સમજતાં, તેણે પ્રાન્તના કેન્દ્ર ભાગમાં એક દીવાની અદાલતની સ્થાપના કરી અને તેને ઉત્તમ પ્રમુખના આધિપત્ય હેઠળ મૂકી. આ અદાલતમાં પ્રત્યેક નગરે પોતાનો એકેક અધિવક્તા મોકલી આપ્યો. ડ્યૂકને ખબર હતી કે ભૂતકાળમાં પોતે દાખવેલી કઠોરતાથી પ્રજામાં કેટલેક અંશે તિરસ્કાર પેદા થયો હતો એટલે લોકોના મનમાંથી એ ભાવ કાઢી નાખવા માટે અને લોકહૃદય સંપૂર્ણપણે જીતી લેવા માટે એણે નિશ્ચય કર્યો કે પ્રજાને બતાવી આપવું કે જો કોઈ ઠેકાણે ક્રૂરતા આચરવામાં આવી હોય તો તે

પોતાના હુકમોને નહીં પણ પોતાના મંત્રીની દયાહીન મનોદશાને આભારી છે, એટલે જેવો લાગ મળ્યો કે તરત જ એણે મેસર રેમિરો દ ઓર્કોને વાઢી નાખીને એના બે ટુકડા કર્યા અને સેસાનાના નગરચોકમાં બાજુમાં લાકડાનો ટુકડો અને લોહીથી ખરડાયેલું ખંજર મૂકીને લોકનજરે પડે એમ એના શબનાં અડધિયાં મુકાવ્યાં. આ દૃશ્યની કરપીણતાથી લોકોમાં સંતોષ અને આશ્ચર્ય છવાયાં. પણ હવે જ્યાંથી અધૂરું મેલ્યું હતું ત્યાં પાછા વળીએ. ડ્યૂક હવે શક્તિશાળી બન્યો હતો અને થોડેક અંશે પ્રવર્તમાન જોખમોની સામે સુરક્ષિત પણ બન્યો હતો. વળી સશસ્ત્ર દળોથી પણ એ સજ્જ થયો હતો. વળી પાડોશનાં સૈન્યોને સુદ્ધાં એણે પૂરતા પ્રમાણમાં શિકસ્ત આપી હતી. તેથી એની ઇચ્છા હવે જો પોતાની પ્રાપ્તિઓ વધારવાની હોય તો એણે કેવળ ફ્રાંસનો આદર મેળવવો બાકી રહ્યો હતો; એને ખબર હતી કે છેલ્લે છેલ્લે એની જે કસૂર ફ્રાંસના રાજાના ધ્યાનમાં આવી હતી તે પછી એ એને મદદ કરે એમ નહોતો. એટલે એણે નવા સંબંધો શોધવા માંડ્યા અને ગીટાને ઘેરો ઘાલીને બેઠેલા સ્પેનીઅર્ડો સામે નેપલ્સના રાજ્યની બાબતમાં ફ્રેન્ચો હલ્લો લઈ જવાની તૈયારી કરતા હતા તે પ્રસંગમાં ડ્યૂકે ફ્રાંસને સાથ આપવાની આનાકાની કરવા માંડી. આમ કરવા પાછળ એની ધારણા ફ્રાંસ પાસેથી જોઇતી બાંહેધરીઓ મેળવી લેવાની હતી અને જો એલેકઝાંડર જીવ્યો હોત તો એની એ ધારણા સત્વર ફળી પણ હોત. આટલા એણે વર્તમાન પરત્વે યોજેલા ઉપાયો હતા. ભવિષ્ય પરત્વે એની બીતિ એ હતી કે ધર્મસત્તાની આણ હેઠળના રાજ્યોનો જે નવો વારસદાર આવે તે એની સાથે મૈત્રીસંબંધ જાળવે કે ન યે જાળવે અને એલેકઝાંડરે એને જે આપ્યું હતું તે પડાવી લેવાનું પણ કરે. આની સામે એણે ચાર રીતો અજમાવી : પહેલી એ કે પોપને આમ કરવાની તક રહે જ નહીં તે માટે પોતે આંચકી લીધેલાં રાજ્યોનાં રાજકુટુંબોના તમામ વંશજોને હણી નાખવા; બીજી એ કે રોમન ઉમરાવોની મિત્રતા સંપાદન કરવી જેથી રોમની મારફત એક રીતે પોપને એ અંકુશમાં રાખી શકે; ત્રીજી એ કે ધર્માધ્યક્ષોના બનેલા નિર્વાચકગણ ઉપર જેટલું પોતાનું વર્ચસ્વ જમાવી શકાય તેટલું જમાવવું; ચોથી એ કે પોપ ગુજરે તે પહેલાં એણે એટલી સત્તા હાથ કરી લેવી જેથી પહેલો હલ્લો પોતાના જોરથી એ ખાળી શકે. એલેકઝાંડરના મૃત્યુ સમયે એણે આ ચાર પૈકીની ત્રણ રીતો પૂરેપૂરી હાંસલ કરી લીધી અને ચોથી એ લગભગ પૂરી કરી રહેવા આવ્યો હતો. રાજ્યહીન બનેલા શાસકોમાંથી જેટલા હાથ આવ્યા તે સર્વને એણે પૂરા કર્યા હતા અને થોડાક જ બચી ગયા

હતા; રોમન ઉમરાવોને એણે પોતાના પક્ષમાં બનાવી લીધા હતા; નિર્વાચકગણ ઉપર એણે જબરો પ્રભાવ સ્થાપ્યો હતો; નવા પ્રદેશો મેળવવાની બાબતમાં ટસ્કેનીના સ્વામી થવાની તેણે યોજના કરી હતી અને પેરૂગીઆ, પીઓમ્બીનો તો એણે મેળવી પણ લીધાં હતાં. વળી પીસાનું સંરક્ષકપદ એણે ધારણ કર્યું હતું. અને આટલે આવતાં ફ્રેન્ચોનો એને સગીરે ડર રહ્યો નહીં હોવાથી (કેમકે સ્પેનીઅર્ડોએ ફ્રેન્ચો પાસેથી નેપલ્સનું રાજ્ય એવી રીતે પડાવી લીધું હતું કે બંને પક્ષોને ડ્યૂકની મૈત્રી ખરીદવાની ગરજ પડી હતી) એણે પીસા કબજે કર્યું. આ પછી તો લુકા અને સીએના થોડેક અંશે ફ્લોરેન્ટાઇનો પ્રત્યેના તિરસ્કારને લીધે અને થોડેક અંશે ભયના માર્યાં, તરત જ શરણે આવ્યાં. ફ્લોરેન્ટાઇનો પાસે કશી સાધનસામગ્રી હતી જ નહીં એટલે જેવી સફળતા એને અગાઉના પ્રસંગોમાં મળી હતી તેવી જ એલેકઝાંડર ગુજર્યો તે જ વર્ષમાં મળી ગઈ હોત તો એણે એવી સત્તા અને કીર્તિ પ્રાપ્ત કર્યાં હોત કે બીજા કોઈની સમૃદ્ધિ કે તાકાતનો આશરો લીધા વિના કેવળ પોતાની જ શક્તિ અને સત્તાથી એ ટકી રહી શક્યો હોત પણ સીઝર બોર્જિઆએ પહેલવહેલું પોતાનું ખડ્ગ ઉગામ્યું તે પછી પાંચ વર્ષે એલેકઝાંડરનું અવસાન થયું. એની પાસે સુદૃઢ અને સુસ્થાપિત કરી શકાય એવું એક માત્ર રોમાગ્નાનું રાજ્ય હતું પણ બાકીની બધી યોજનાઓ બે બળવાન અને ખારીલાં સૈન્યો વચ્ચે ભીંસાવામાં અને ઝડપી વસેલી બિમારીની પીડા વેઠવામાં અંતરિયાળ લટકી ગઈ. પણ ડ્યૂકનાં શૌર્યવીર્ય એવા પ્રકારનાં હતાં, વળી માણસોને કેમ પોતાના કરવા અને કેમ એમનું કાસળ કાઢવું એમાં એ એવો પાવરધો હતો, વળી આટલા અલ્પ સમયમાં પણ એણે એવો સંગીન પાયો ચણ્યો હતો કે આ બે સૈન્યો એની ઉપર ત્રાટકવાનાં ન હોત અથવા તો એનું આરોગ્ય જળવાઈ રહ્યું હોત તો આ બધી મુસીબતોને એ પાર કરી શક્યો હોત. અને એણે પાયા મજબુત નાખ્યા હશે એ તો એક મહિના કરતાં વધારે સમય સુધી રોમાગ્નાએ એની રાહ જોઈ હતી એ હકીકતમાંથી જ વરતી શકાય છે. પોતે અર્ધો મરેલા જેવો હતો છતાં રોમમાં સુરક્ષિત હતો; અને જ્યારે બેગ્લિયોની, વિટેલી અને ઓર્સિનીનાં દળોએ રોમમાં પ્રવેશ કર્યો ત્યારે એના આ વિરોધીઓને અનુસરવા કોઈ તત્પર નહોતું વળી કોણ પોપ ચૂંટાય તે બાબતની એની ઇચ્છા જો ફળી નહીં તો ઓછામાં ઓછું કોણ પોપ ન થાય એ બાબતની પોતાની જે ઇચ્છા હતી તેમાં એ સફળ થયો જ. એલેકઝાંડરના મૃત્યુ સમયે જો એ સાજોસારો હોત તો એટલાથી પણ બધું સુતરું થઈ જાત અને પોપ જૂલિયસ બીજો ચૂંટાયો તે દિવસે એણે મને કહ્યું હતું કે પોતાના પિતાનું મૃત્યુ થતાં શું શું બનવાનો સંભવ હતો તે

બધું એણે પહેલેથી વિચારી રાખ્યું હતું અને બધાની સામે એણે અગાઉથી પાળ બાંધી રાખી હતી. માત્ર એને એવો વિચાર નહોતો આવ્યો કે પિતાનું મૃત્યુ થતાં એ પોતે પણ મરવા પડશે.

આ પ્રમાણે ડ્યૂકનાં બધાં કાર્યો અવલોકતાં મને એમાં દોષ કાઢવા જેવું કશું દેખાતું નથી, ઊલટું, જેઓ પોતાના સદ્ભાગ્યના બળે અને અન્યના શસ્ત્રબળ વડે સત્તાસ્થાને પહોંચ્યા હોય તેમણે અનુસરવા સરખા દૃષ્ટાંત તરીકે એને રજૂ કરવાનું મારું કર્તવ્ય સમજું છું, કેમકે આવું પ્રચંડ શૌર્ય અને તીવ્ર મહત્ત્વાકાંક્ષા ધરાવનાર આથી જુદી રીતે વર્તી શકે જ નહીં. એની યોજનાઓ ધૂળમાં મળી તે એલેકઝાંડરના મૃત્યુને કારણે અને પોતાની બિમારીને કારણે. એટલે જે કોઈને પોતાના નવા રાજ્યમાં દુશ્મનોથી સુરક્ષિત રહેવાની, મિત્રો મેળવવાની, બળથી કે છળથી વિજય પ્રાપ્ત કરવાની, લોકો પોતાને ચાહે અને પોતાનાથી ડરે એમ કરવાની, પોતાને હાનિ પહોંચાડવાને સમર્થ હોય અને પહોંચાડે એવો હોય તેમનો નાશ કરવાની, જૂના રીતરિવાજોને ઠેકાણે નવા ધારા દાખલ કરવાની, કઠોર અને માયાળુ થવાની, ઉદાત્ત અને ઉદાર બનવાની, જૂના લશ્કરને દબાવી દેવાની, નવું લશ્કર ઊભું કરવાની, રાજાઓ અને મહા-રાજાઓ પોતાનો ફાયદો કરાવવામાં રાજી હોય પણ નુકસાન પહોંચાડતાં ડરે એવી રીતે તેમની સાથેની મૈત્રી કેળવવાની જેમને જરૂર જણાતી હોય તેમને આ પુરુષના ચરિત કરતાં વધારે ઉત્કૃષ્ટ દૃષ્ટાંત મળવાનું નથી. જે એક બાબતમાં એનો દોષ કાઢી શકાય એમ છે તે એ કે પોપપદ માટે જૂલિયસ બીજાને ઊભો કરવામાં એણે પસંદગી ખોટી કરી હતી કેમકે, પૂર્વે કહેવાયું છે તેમ, પોતાને ઇષ્ટ એવા પોપની પસંદગી કરવામાં જો એને સફળતા મળે એમ નહોતી તો પણ કોઈ પણ વ્યક્તિને પોપ થતો અટકાવવામાં એ સફળ થઈ શકે એમ હતો. વળી જે ધર્માધ્યક્ષોને એણે હાનિ પહોંચાડી હતી તે પૈકીના એકને અથવા તો પોપ થયા પછી પણ પોતાના ધાકમાં રહે તેવામાંના કોઈને એણે હરગીજ પોપપદે જવાની રજા આપવી જોઈતી ન હતી, કારણ કે માણસો ભયના માર્યા, તેમજ તિરસ્કારના માર્યા નુકસાન પહોંચાડતા હોય છે. જેમને એણે હાનિ પહોંચાડી હતી તેમનામાં સાનપિયેત્રો,–અદ વિનકુલા, કોલોના, સાન જયોર્જીઓ અને અસ્કેનિયોનો સમાવેશ થાય છે. રોહાન અને સ્પેનીઅર્ડોનો અપવાદ કરતાં બીજા બધા જો પોન્ટીફપદે ચૂંટાઈ આવ્યા હોત તો એના ધાકમાં જ રહેત. સ્પેનિઅર્ડોના એની સાથેના સંબંધને લીધે, અને એના ઉપકારને લીધે અને રોહાન ફ્રાંસના રાજા સાથેના તેના સંબંધથી પરિણમેલી તેની સત્તાને

લીધે. આ સર્વ કારણોને લીધે બીજું બધું પડતું મૂકીને તેણે એકાદ સ્પેનિયાર્ડને પોપ બનાવવો જોઈતો હતો અને તેમ કરવું જો શક્ય નહોતું તો પોપપદે સાન પિયેત્રો અદ વિન્કુલા નહીં પરંતુ રૂઆન નિયુક્ત થાય તેમાં એણે સંમતિ આપવી ઘટતી હતી. જે કોઈ એમ માને કે મોટા પુરુષોની બાબતમાં નવા લાભોને કારણે જૂના વાંક વિસરાઈ જાય છે તેઓ મોટી થાપ ખાય છે. એટલે ડ્યૂકે પોતાની પસંદગીમાં થાપ ખાધી હતી અને એ જ અંતે એના વિનાશનું નિમિત્ત બની.

## પ્રકરણ : ૮

## જેમણે દુષ્ટતાથી રાજવીપદ પ્રાપ્ત કર્યું હોય તેમના વિશે

પણ રાજવીપદપ્રાપ્ત કરવા માટેના હજી બીજા એવા બે માર્ગો વિચારવાના રહ્યા છે કે જેમનો સર્વથા સદ્‌ભાગ્ય કે સામર્થ્ય સા । સંબંધ જોડી શકાય એમ નથી. એમને ચાતરી જવાની જરૂર નથી, જો કે આપણે પ્રજાસત્તાકોનું નિરૂપણ કરતા હોત તો આ બેમાંના એકની વધારે સમગ્રતાથી ચર્ચા કરી શકાઈ હોત. આ બે માર્ગો તે નપાવટ કે દુષ્ટ ઉપાયો યોજીને કોઈ રાજવી બને તે, અથવા તો કોઈ સામાન્ય નાગરિક પોતાના નાગરિકબંધુઓની મહેરબાનીથી પોતાના દેશનો રાજવી બને તે. પહેલા માર્ગની વાત કરતાં આ પદ્ધતિના ગુણદોષમાં ઊંડા ઊતર્યા વિના હું બે દાખલા આપીશ : એક પુરાણો અને બીજો આધુનિક. જે કોઈને એમને અનુસરવાની જરૂર સમજાતી હશે તેમને હું માનું છું કે એ પર્યાપ્ત થશે સિસિલીનો એગાથોક્લિસ માત્ર સામાન્ય જીવનમાંથી જ નહીં પરંતુ અત્યંત હલકા અને તુચ્છ સ્થાનેથી સાયરેક્યુસનો રાજા બન્યો હતો. કુંભારના આ દીકરાએ પોતાના ભાગ્યની તમામ કક્ષાએ અમર્યાદ દુષ્ટતા આચરવામાં પોતાની જિંદગી ગાળી હતી. તેમ છતાં એની દુષ્ટતા સાથે શરીર અને મનનો એટલો બધો જોગ સંકળાયેલો હતો કે લશ્કરમાં જોડાયા પછી પાયરીઓ ચડતો ચડતો એ સાયરેક્યુસમાં માજિસ્ટ્રેટની પદવીએ પહોંચ્યો. આ પદે નિયુક્ત થયા પછી અને રાજવી થવાનો નિશ્ચય કરી લીધા પછી બંધારણે એને જે કંઈ બક્ષ્યું હતું તેને બીજાઓના ટેકા વિના કેવળ હિંસાથી ટકાવી રાખવા માટે, તેમજ કાર્થેજવાસી હેમિલ્કાર જે સિસિલીમાંના પોતાના સૈન્યની મદદથી લડતો હતો તેને પોતાની યોજનાની જાણ કરીને, એણે એક સવારે સાયરેક્યુસના લોકોની અને સેનેટની સભા મેળવી, જાણે કે પ્રજાસત્તાકને લગતી અગત્યની બાબતો વિષે ચર્ચાવિચારણા કરવાની જરૂર પડી હોય તેમ, પછી તો એનો ઇશારો થતાંની સાથે એના સૈનિકોએ બધા સેનેટરોને અને લોકોમાંથી જેઓ અતિશ્રીમંતો હતા તેમને ત્યાં ને ત્યાં જ વાઢી નાખ્યા. આ લોકોના મૃત્યુ પછી એણે નગરનો કબજો લીધો અને તેના પર શાસન ચલાવ્યું, તેમાં નાગરિકો તરફથી કોઈએ વાંધો પાડ્યો નહીં, અને જો કે કાર્થેજવાસીઓને

હાથે એણે બે વાર હાર ખાધી હતી અને અંતે ઘેરાઈ ગયો હતો તો પણ નગરનું રક્ષણ કરવાને એ શક્તિમાન થયો જ, એટલું જ નહીં, પોતાના સૈન્યનો થોડોક ભાગ નગરના રક્ષણ માટે રાખી બાકીના ભાગ વડે આફ્રિકા પર ચઢાઈ કરી શક્યો, અને ટૂંક સમયમાં સાયરેક્યુસને ઘેરામાંથી મુક્ત કરીને કાર્થેજ-વાસીઓને એવા ભારે સંકટમાં મૂકી દીધા કે એની સાથે સમાધાન કરવાની એમને ફરજ પડી અને આફ્રિકામાંનો પોતાનો પ્રદેશ સંભાળવામાં સંતોષ માનીને એમણે સિસિલી એગેથોક્લિસને સોંપી દીધું. એટલે આ માણસનાં કાર્યો અને લક્ષણોનો જે કોઈ વિચાર કરશે તેને સમજાશે કે એની બાબતમાં ભાગ્યાધીન ગણાય એવું ઓછું છે. ઉપર કહ્યું છે તેમ કોઈ વ્યક્તિની કૃપાને લીધે નહીં પણ લશ્કરમાં ઉત્તરોત્તર દરજ્જો પ્રાપ્ત કરતા રહીને, હજારો સંકટો અને મુસીબતોમાંથી માર્ગ કાઢીને એ રાજ્યીપદે પહોંચ્યો હતો. અને કેટલાંયે બહાદુરીભર્યાં અને જોખમી પગલાં ભરીને એણે એ પદ જાળવ્યું હતું. હવે પોતાના નાગરિકબંધુઓને હણવા, મિત્રોનો દ્રોહ કરવો, વિશ્વાસભંગ કરવો દયારહિત અને ધર્મરહિત બનવું એ કંઈ પુણ્યકાર્ય નથી. આવા ઉપાયોથી સત્તા પ્રાપ્ત કરી શકાય પણ કીર્તિ પ્રાપ્ત ન કરી શકાય. જોખમોના મુકાબલો કરવામાં અને તેમને પાર કરવામાં એગેથોક્લિસની શક્તિઓનો તેમજ વિઘ્નોની સામે ટક્કર ઝીલવામાં અને તેમને ઓળંગી જવામાં પ્રગટ થતી એની મહત્તાનો ખ્યાલ કરીએ તો સુવિખ્યાત સેનાનાયકોમાંના કોઈથી એ ઉતરતો છે એમ માનવાનું કારણ રહેશે નહીં. તેમ છતાં એની ક્રૂરતા અને હેવાનિયત, અને એના અગણિત અત્યાચારોને કારણે સુકીર્તિત મહાપુરુષોની નામાવલિમાં એનો સમાવેશ કરી શકાય એમ નથી. સદ્‌ભાગ્ય કે સદ્‌ગુણ વિના તેણે જે કંઈ પ્રાપ્ત કર્યું તેનું આ બે ઉપર આરોપણ શકાય તેમ નથી.

આપણા પોતાના સમયમાં એલેક્ઝાંડર છઠ્ઠાના પોન્ટીફપદ દરમ્યાન ઓલીવરેટો દ ફર્મો પિતૃહીન બાળક તરીકે એના મામા ગિયોવાની ફોગ્લિયાનીની સંભાળ હેઠળ ઉછર્યો હતો. જુવાનીના પ્રારંભકાળે એને પાઓલો વિટેલી પાસે સૈનિકની તાલીમ માટે મોકલવામાં આવ્યો હતો જેથી એ શાળાની અત્યંત અઘરી તાલીમ પામીને લશ્કરમાં એ સારી પદવી મેળવી શકે. પાઓલોના મૃત્યુ બાદ પોતાના ભાઈ વિટેલોઝોની સરદારી હેઠળ એણે યુદ્ધ ખેડ્યું અને પોતાના અસાધારણ બુદ્ધિપ્રભાવથી અને શરીરમનની ચપળતાથી અલ્પ સમયમાં સૈન્યના સરદારોમાંનો એક તે બન્યો. પણ બીજાના હાથ નીચે કામ કરવું એને એ ગુલામી ગણતો હોવાથી એણે નિશ્ચય કર્યો કે ફર્મોના થોડાક

નાગરિકો, જેઓ પોતાના દેશની સ્વાધીનતા કરતાં ગુલામીને વધુ પસંદ કરતા હતા તેમની મદદથી અને વિટેલીની કૃપાથી ફર્મોનો કબજો મેળવવો. એટલે એણે ગિઓવાની ફોગ્લિયાનીને લખ્યું કે, ઘણાં વર્ષો સુધી ઘરથી દૂર રહ્યો હોવાને કારણે તેને મળવા, નગરમાં આવવા, અને શક્ય હોય તો પોતાની જાગીરનું નિરીક્ષણ કરવા તે ઇચ્છતો હતો; અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા માટે એણે આકરો પરિશ્રમ કર્યો હોવાથી પોતાના નગરબંધુઓ જાણે કે એણે પોતાનો સમય વૃથા ગુમાવ્યો નથી તેથી પોતે સો ઘોડેસ્વારો, થોડાક મિત્રો અને અનુયાયીઓ સહિત દબદબાભેર આવવા ઇચ્છતો હતો; તેથી એણે વિનંતી કરી કે ફર્મોના નગરવાસીઓ એનું શાનદાર સ્વાગત કરે એવો હુકમ કાઢવાની કૃપા ગિયોવાની ફોગ્લિયાની કરે; એમ કરવાથી પોતાને એટલે ઓલીવરેટોને જ નહીં પરંતુ ગિયોવાનીને પણ માન મળશે કેમકે પોતે ગિયોવાનીનો જ શિષ્ય હતો, વગેરે. પોતાના ભાણેજ પ્રત્યે યોગ્ય શિષ્ટાચાર દાખવવામાં ગિયોવાનીએ પાછી પાની કરી નહીં. ફર્મોના પ્રજાજનો દ્વારા એનું શાનદાર સ્વાગત થાય એવું એણે ગોઠવ્યું અને પોતાનાં મકાનોમાં જ એને ઉતારો આપ્યો. પોતાની દુષ્ટ મુરાદો પાર પાડવા માટે જે કંઈ તજવીજો કરવી જરૂરની હતી તેને વાસ્તે થોડા દિવસ રાહ જોયા બાદ ઓલીવરેટોએ ગિયોવાની ફોગ્લિયાનીને અને ફર્મોના તમામ અગ્રજનોને શાનદાર મિજબાનીમાં નોતર્યા. ખાણું પૂરું થયા બાદ અને આવી મિજબાનીઓમાં હોય છે તેવા રાબેતા મુજબના રંગરાગ પૂરા થયા બાદ ઓલીવરેટોએ યુક્તિથી કેટલીક અગત્યની બાબતોની ચર્ચા ઉપાડી. એણે એલેકઝાંડર પોપની અને તેના પુત્ર સીઝરની મહત્તાની અને તેમનાં પરાક્રમોની વાત કરી. ગિયોવાની અને બીજાઓએ આ ચર્ચાઓનો ઉત્તર વાળ્યો કે તરત જ એ ઊભો થયો અને જણાવ્યું કે આવી બાબતો વિષે વધારે ખાનગી સ્થળે જઈને વાત કરવી જોઈએ. એમ કહીને એ એક ખંડમાં ગયો જ્યાં ગિયોવાની અને બીજા નગરજનો એને અનુસર્યા. આ સર્વે જેવા પોતાની બેઠકોમાં ગોઠવાયા કે તરત જ છૂપા સ્થાનોમાં ભરાઈ રહેલા એના સૈનિકો ધસી આવ્યા અને ગિયોવાનીને અને બીજા બધાને હણી નાખ્યા. આ હત્યાકાંડ પછી ઓલીવરેટો પોતાના ઘોડા ઉપર સવાર થઈને નગર સોંસરો ચાલ્યો અને મુખ્ય મેજિસ્ટ્રેટના મહેલને ઘેરો ઘાલ્યો, જેથી ભયના માર્યા શરણે આવવાની અને નવી સરકાર રચવાની એને ફરજ પડી, જેમાં ઓલીવરેટો પોતે રાજવી બન્યો. હવે જે લોકો અસંતુષ્ટ હોઈને એને હાનિ પહોંચાડી શકે તેવા હતા તે બધા તો મરી પરવાર્યા હતા એટલે નવાં મુલકી અને લશ્કરી ફરમાનો કાઢીને એણે પોતાનું સ્થાન એવું સુદૃઢ કર્યું કે એણે આ હકૂમત એક વર્ષ સંભાળી, તે દરમ્યાન

ફર્મો નગરમાં તો એ સહીસલામત બન્યો જ, પણ એના પડોશીઓ પણ એની સામે નજર ન કરી શકે એવો બળવાન બન્યો. એગેથોક્લિસની માફક એને ઉખેડી નાખવાનું પણ મુશ્કેલ બન્યું હોત, જો એ સિઝેર બોર્જિયાથી ચેતતો રહ્યો હોત અને ફસાયો ન હોત તો. પણ સિનીગેગ્લિયા ખાતે, અગાઉ વર્ણવાયું છે તેમ, સીઝેર બોર્જિયાએ ઓર્સિની અને વિટેલીનો કબજો લીધો ત્યારે, એટલે કે પેલી સ્વજનહત્યાને એક વર્ષ વીત્યા બાદ, એ કેદ પકડાયો અને અત્યાચાર અને સામર્થ્ય ઉભય બાબતમાં એના ગુરુ વિટેલોઝોની સાથે જ એને પણ ફાંસી દેવામાં આવી.

કોઇને કદાચ વિસ્મય થાય કે એગેથોક્લિસ અને તેના જેવા બીજા, આવા ઘોર ઘાતકીવેડા અને દગલબાજીને અંતે, કેવી રીતે પોતાના દેશમાં આટલાં બધાં વરસ સહીસલામત રીતે જીવી શક્યા અને પોતાની સામે રૈયતમાંથી કાવતરાં થવા દીધા વિના બહારના દુશ્મનો સામે ટક્કર ઝીલી શક્યા, જ્યારે બીજા અનેકો નિર્દયતાને કારણે શાંતિકાળમાં સુદ્ધાં પોતાનાં સ્થાન ટકાવી રાખવાને અસમર્થ નીવડ્યાં છે. હવે યુદ્ધ સમયની તો વાત જ કરવાની નથી. પણ હું માનું છું કે નિર્દયતાનો સારો ઉપયોગ થાય છે કે ખોટો તેમાંથી આ પરિસ્થિતિ ઊભી થાય છે. નિર્દયતા સારી આચરી તેને કહેવાય, (જો સારી અથવા ખરાબ એવો શબ્દપ્રયોગ નિર્દયતાની બાબતમાં નિર્વાહ્ય ગણી શકાતો હોય તો) જે પોતાને સુરક્ષિત બનાવવાની જરૂરિયાત પૂરતી એકવાર આચર્યા પછી એને ચાલુ રાખવામાં ન આવે પણ બને ત્યાં સુધી રૈયતના લાભાર્થે લીધેલાં પગલાંમાં ફેરવી નાખવામાં આવે. ખરાબ રીતે આચરેલી નિર્દયતા તેને કહેવાય જેનું પ્રમાણ આરંભે ઓછું હોય પણ સમય જતાં તે ઘટવાને બદલે વધતું જાય. જે પહેલી પદ્ધતિને અનુસરે છે તેઓ ઈશ્વર અને માણસ સાથેના તેમના સંબંધની જે દશા થઈ હોય તેનો થોડોક ઉપાય કરી શકે છે, જેવો એગેથોક્લિસે કર્યો હતો. પણ તેમ નહીં કરનારા માટે ટકી રહેવાનું અશક્ય છે. આ ઉપરથી ધ્યાનમાં રાખવાનું છે કે રાજ્યનો કબજો મેળવવામાં વિજેતાએ બધી ક્રુરતાઓ એક સાથે આચરવાની તજવીજ રાખવી જોઇએ જેથી રોજેરોજ એમનો આશ્રય લેવો ન પડે અને નવા ફેરફારો કર્યા વિના લોકોને સધિયારો આપવામાં, આશ્વાસન આપવામાં, તેમજ તેમને લાભ કરી આપીને તેમનું દિલ જીતી લેવામાં સફળ થઈ શકાય. જે કોઈ ભીરુતાથી અથવા અવળી સલાહથી અન્યથા વર્તે છે તેને હંમેશાં હાથમાં ખુલ્લી છરી સાથે ઊભા રહેવાની ફરજ પડે છે, અને પોતાની રૈયતનો એ કદાપિ ભરોંસો કરી શકતો નથી કેમકે, સતત નવા નવા

થા થતા રહેવાને કારણે રૈયત એનો ભરોસો કરી શકતી નથી. એટલે બધા ઘા એકસામટા કરી નાખવા જોઈએ જેથી ઓછો સમય પીડા ખમવાને કારણે રોષ ઓછો પ્રગટે છે, જ્યારે લાભો ક્રમે ક્રમે કરી આપવા જોઈએ જેથી એનો આનંદ લાંબો પહોંચે છે. તદુપરાંત રાજવીએ પોતાની રૈયત સાથે એવી રીતે વર્તવું જોઈએ કે જેથી સદ્ભાગ્ય કે દુર્ભાગ્ય પ્રેરિત કોઈ પણ આકસ્મિકતા એને પોતાના નિયત માર્ગેથી ચળવાની ફરજ ન પાડે. કેમકે વિપત્તિકાળની જરૂરિયાતોના સંદર્ભમાં સખ્તાઈ કમોસમી નીવડે અને તમે જે સારું કરવા જાઓ તે લાભદાયી ન નીવડે કેમકે તમારે એ નાછૂટકે કરવું પડ્યું છે એવો ખ્યાલ બંધાય અને એમાંથી તમને કશો ફાયદો ન થાય.

# પ્રકરણ : ૯

## નાગરિક રાજ્ય વિષે

પણ હવે આપણે એવો દાખલો વિચારીએ જેમાં ગુન્હાખોરી કે અસહ્ય હિંસા દ્વારા નહીં પણ બંધુ નાગરિકોની કૃપાને લીધે કોઈ નાગરિક રાજવી બન્યો હોય. આને નાગરિક રાજ્ય કહી શકાય. આ પદ પ્રાપ્ત કરવું સર્વથા સ્વાધીન પણ નથી અને સર્વથા યોગ્યતાધીન પણ નથી, પરંતુ સદ્‌ભાગ્યના ટેકાવાળી ચાતુરીને અધીન છે. આવું રાજ્યપદ કાં લોકોના પક્ષપાતથી અથવા તો અમીર-વર્ગના પક્ષપાતથી મળી શકે છે. મોટાઓના જુલમનો પ્રતિકાર કરવા માટેની લોકોની ઇચ્છામાંથી અને લોકો પર અમલ કરવાની અને જુલમ કરવાની મોટાઓની ઇચ્છામાંથી પ્રત્યેક નગરમાં બે પરસ્પરવિરોધીપક્ષો જોવા મળે જ છે. આ બે સામસામાં અથડાતાં હિતોમાંથી નગરમાં ત્રણ પૈકી એક પરિણામ નીપજે છે : નિરંકુશ રાજસત્તા, સ્વાધીનતા અથવા સ્વેચ્છાચાર. નિરંકુશ, રાજસત્તા કાં તો આમ વર્ગમાંથી અથવા તો ઉમરાવ વર્ગમાંથી પેદા થાય છે અને એ બે પક્ષોની પોતપોતાની તકો ઉપર આધાર રાખે છે. જ્યારે ઉમરાવ-વર્ગને એમ માલુમ પડે કે લોકોનો પ્રતિકાર કરવાને તેઓ અસમર્થ છે ત્યારે પોતાની શ્રેણીમાંથી એકાદને ઊંચો ચડાવીને તેને રાજવી બનાવવામાં તેઓ સંપી જાય છે, જેથી કરીને એની સત્તાના છાયા હેઠળ પોતાની યોજનાઓ તેઓ પાર પાડી શકે. સામે પક્ષે જ્યારે આમ વર્ગ ઉમરાવ વર્ગનો પ્રતિકાર કરવાને અસમર્થ હોય છે ત્યારે કોકને ઊંચે ચડાવવાનો પ્રયત્ન કરીને તેને રાજા બનાવે છે જેથી એની સત્તાથી પોતાનું રક્ષણ થાય. ઉમરાવ વર્ગની મદદથી રાજવી બને છે તેને આમ વર્ગે ઉચ્ચપદે સ્થાપેલા રાજવી કરતાં પોતાની સત્તા જાળવવામાં વધારે મુસીબત પડે છે, કેમકે એ એવાઓથી વિંટળાયેલો હોય છે જેઓ પોતાને રાજવીના સમકક્ષ માનતા હોય છે, એટલે પોતાને મન ફાવે તેમ એ આદેશ કરી શકતો નથી કે અમલ ચલાવી શકતો નથી. જેને લોકપ્રીતિએ નેતાપદે મૂકી આપ્યો હોય છે તે એકમેવ રહે છે અને તેને વશ વર્તવા તૈયાર ન હોય એવું કોઈ નથી હોતું અથવા બહુ ઓછા હોય છે. તદુપરાંત ન્યાય્ય વ્યવહારથી, અન્યને સંતાપ આપ્યા વિના, ઉમરાવ વર્ગને રીઝવવાનું અશક્ય છે;

જ્યારે આ રીતે લોકસમુદાયને રીઝવવો સહેલો છે કેમકે ઉમરાવ વર્ગ કરતાં લોકસમુદાયના આશયો વધારે પ્રામાણિક હોય છે, અને તેનું કારણ એ છે કે ઉમરાવ વર્ગને જુલમ કરવાની ઇચ્છા હોય છે જ્યારે આમ સમુદાયને કેવળ જુલમ ટાળવાની ઇચ્છા હોય છે. સાથે સાથે આ પણ ઉમેરવું જોઇએ કે વિફરેલો આમ સમુદાય બહુસંખ્ય હોવાથી તેની સામે રાજવી કદાપિ સુરક્ષિત રહી શકતો નથી જ્યારે અમીર વર્ગ અલ્પસંખ્ય હોવાથી તેના વિરોધ છતાં રાજવી સુરક્ષિત રહી શકે છે. વિફરેલી પ્રજા બહુ બહુ તો રાજપદ ત્યાગ કરાવે, જ્યારે વિફરેલા ઉમરાવોની બાબતમાં તેમના દ્રોહની જ નહીં પણ તેમના સક્રિય વિરોધની પણ ભીતિ રાખવી પડે. વળી ઉમરાવો વધારે દૂરદર્શી અને વધારે ચતુર હોવાથી પોતાને ઉગારી લેવામાં અને પોતાની ગણતરી અનુસાર જીત મેળવનારનો પક્ષ કરવામાં કદી મોડા પડતા નથી. વળી રાજવીને હંમેશાં તેની તે જ રૈયત સાથે પનારું પડેલું હોય છે જ્યારે તેના તે જ ઉમરાવવર્ગ વિના એ સહેલાઇથી ચલાવી શકે છે, કેમકે ગમે ત્યારે ઉમરાવપદ આપી શકાય છે અને છિનવી લઈ પણ શકાય છે, અને પોતાની મુનસફી પ્રમાણે તેમનો દરજ્જો વધારી શકાય છે અથવા ઘટાડી શકાય છે. મારી દલીલનો આ ભાગ વધારે સારી રીતે સમજાવવાની જરૂર હોય તો હું એમ કહું કે ઉમરાવોનો બે જુદી જુદી રીતે ખ્યાલ કરવાનો રહે છે. અર્થાત્ તમારા ભાગ્ય ઉપર એમને સર્વથા આધાર રાખવો પડે તે રીતે તેમના પર શાસન ચલાવવું અથવા અન્યથા ચલાવવું. આ રીતે તમને વળગેલા રહેનારાઓમાંથી જેઓ ઓળવી ખાનારા ન હોય તેમને તમારે સન્માનવા અને ચાહવા જોઇએ. પણ જેઓ અળગા રહે તેમનો બે રીતે વિચાર કરવો જોઇએ : તેઓ કાં તો મૂર્ખતાને કારણે અથવા હિંમતના અભાવને કારણે અતડા રહેતા હોય છે, અને આ બે પ્રકારનો તમારે ઉપયોગ કરી લેવો જોઇએ. જેમનો બદઇરાદો ન હોય તેમનો તો ખાસ, જેથી તમારી સમૃદ્ધિના સમયે તેઓ તમને સન્માની શકે અને વિપત્તિ સમયે તમારે તેમનાથી ડરવાનું ન રહે. પણ જ્યારે તેઓ ચોક્કસ હેતુપૂર્વક, મહત્વાકાંક્ષાના પ્રેર્યા આઘા રહેતા હોય ત્યારે તમારા કરતાં પોતાને તેઓ અદકા ગણે છે એની એ નિશાની ગણવી. આવા માણસોથી રાજવીએ ખૂબ જ સાવધ રહેવું જોઇએ અને એમને એવા પ્રચ્છન્ન શત્રુઓ ગણવા જોઇએ જેઓ વિપત્તિને પ્રસંગે રાજવીનું પતન સાધવામાં નિમિત્ત થવાના.

પણ જે આમવર્ગની કૃપાથી રાજવી બને છે તેણે લોકો સાથેની દોસ્તી નભાવવી જ જોઇએ અને એ નભાવવી સહેલી પણ છે કેમકે જુલમ ન થાય તે

સિવાય લોકો બીજું કશું માગતા નથી. પણ લોકોની ઇચ્છા વિરુદ્ધ ઉમરાવોની મહેરબાનીથી રાજવી થનારે તો લોકચાહના સંપાદન કરવાને ખાસ પ્રયત્નશીલ રહેવું જોઇએ. વળી જેના તરફથી અહિત થવાની આશા હોય તે હિત કરી આપે ત્યારે હિતસ્વી તરફ માણસો વધારે ઉપકારવશ બનતા હોવાથી, લોકોની મહેરબાનીથી રાજવી થનાર કરતાં પણ આવા રાજવી પ્રત્યે ઊલટા લોકો જોતજોતામાં ઢળતા થઈ જાય છે. રાજવી અનેક રીતે તેમની પ્રીતિ સંપાદન કરી શકે છે અને આ રીતો સંયોગો અનુસાર બદલાયા કરતી હોય છે તેથી એને વિશે ચોક્કસ નિયમ બાંધી શકાય એમ નહીં હોવ.થી એ બાબતને આપણે વટાવી જઇશું. તેમ છતાં અંતે હું એટલું કહીશ કે લોકોની મૈત્રી સંપાદન કરવી એ રાજવી માટે આવશ્યક છે. તે વિના આપત્તિકાળે કોઈ સહારો નથી.

આખા ગ્રીસે અને વિજયી રોમન સૈન્યે ઘેરો ઘાલ્યો હતો તે જીરવીને પણ સ્પાર્ટનોના રાજા નેબિસે પોતાના દેશનો બચાવ કર્યો હતો અને પોતાનું સ્થાન ટકાવી રાખ્યું હતું. જ્યારે સંકટ આવી પડ્યું ત્યારે થોડાક ચોક્કસ વફાદારો પોતાની પડખે હતા એટલા સધિયારાથી એને ચાલ્યું. પણ જો લોકો એની વિરુદ્ધ હોત તો એટલાથી ચાલત નહીં. અને પેલી ચવાઇને કૂચો થઇ ગયેલી કહેવત કે "જે લોકોને આધારે ચણતર કરે છે તે કાદવ ઉપર ચણે છે" તે ટાંકીને મારા આ મતનો પ્રતિવાદ રખે કોઈ કરે કેમકે જે સામાન્ય નાગરિક લોકો ઉપર મદાર બાંધીને બેઠો હોય અને ન્યાયાધીશો કે દુશ્મનો પોતાને સતાવતા હોય તેમાંથી લોકો પોતાને છોડાવશે એમ પોતાની જાતને મનાવતો હોય તેની બાબતમાં જ એ કહેવત સાચી છે. એવા દાખલામાં એ અવશ્ય ઠગાતો હોય છે, જેમ રોમમાં ગ્રાચી અને ફ્લોરેન્સમાં મેસર જ્યોર્જિયો સ્કેલી ઠગાયા હતા તેમ; પણ જ્યારે કોઈ રાજવીએ આવી લોકપ્રીતિના પાયા ઉપર રચના કરેલી હોય, અને તે પણ એવો રાજા કે જે અધિકાર ચલાવી શકનારો અને બહાદુર હોય, આપત્તિ સમયે જે બહાવરો બની જતો ન હોય, જે બીજી તૈયારીઓ પ્રત્યે દુર્લક્ષ કરતો ન હોય, અને જે પોતાના શૌર્યથી અને સૂઝથી લોકસમુદાયમાં પ્રાણ સીંચી શકતો હોય ત્યારે તેને લોકોથી ઠગાવાનો પ્રસંગ આવતો નથી; ઊલટું તેને પ્રતીતિ થાય છે કે પોતે ખરેખર ઊંડાં મૂળ નાખ્યાં છે.

આવાં રાજ્યોમાં જ્યારે કોઈ રાજવી નાગરિક શાસક મટીને આપખુદ શાસક બની જાય છે ત્યારે ઘણુંખરું જોખમમાં મુકાય છે, કેમકે આ રાજવીઓ અમલનો દોર કાં તો પોતે ચલાવતા હોય છે અથવા તો મેજિસ્ટ્રેટો દ્વારા

ચલાવતા હોય છે. બીજા પ્રકારમાં તેમની સ્થિતિ વધારે નબળી અને જોખમ-કારક બને છે કેમકે જે નાગરિકો મેજિસ્ટ્રેટ તરીકે નિયુક્ત થયા હોય તેમની જ દયા ઉપર પછી રાજવીને જીવવું પડે છે, અને સંકટ સમયે આ લોકો ખૂબ આસાનીથી રાજવીનું સ્થાન બે પ્રકારે આંચકી લઈ શકે છે : કાં તો તેમની વિરુદ્ધ કામ કરીને અથવા તેની આજ્ઞાને અધીન નહીં રહીને. આવી આફત વેળાએ રાજવી સમયસર આપખુદ સત્તા ધારણ કરી શકતો નથી કેમકે નાગરિકો અને બીજી પ્રજા, જે મેજિસ્ટ્રેટોના હુકમ બરદાસ્ત કરવાને ટેવાયેલી હોય છે તે કટોકટીની વેળાએ રાજવીના હુકમો પાળવાને તત્પર થતી નથી અને મુસ્કેલીના પ્રસંગે ભરોસાપાત્ર માણસોની એને ખોટ વરતાય છે નાગરિકોને રાજ્યની ગરજ વરતાતી હોય તેવા શાંતિકાળમાં આવા રાજવીએ જે જોયુંજાણ્યું હોય તેને આધારે આવે વખતે ગોઠવણો થઈ શકે કેમકે ત્યારે તો બધા જોઈએ તેટલાં વચનો આપે છે અને મરણ જ્યારે ઘણું આઘે હોય છે ત્યારે એકેએક જણ રાજવીને માટે મરવા પણ તત્પર હોય છે. પણ આપત્તિકાળે, જ્યારે રાજ્યને નાગરિકોની ગરજ વરતાતી હોય ત્યારે. બહુ ઓછા તેની પાસે ફરકતા હોય છે. એટલે શાણો રાજવી એવા ઉપાયો યોજે, જેથી એની રૈયતને સદાય અને સર્વપ્રકારની પરિસ્થિતિમાં એના શાસનની ગરજ વરતાય. પછી લોકો તેને કાયમ વફાદાર રહેશે.

## પ્રકરણ ૧૦

### સર્વ રાજ્યોની તાકાત શી રીતે માપવી

આવાં રાજ્યોનું સ્વરૂપ તપાસતી વખતે એક બીજો મુદ્દો ધ્યાનમાં રાખવાની જરૂર છે. તે એ કે પ્રસંગ આવ્યે રાજવી પંડે એકલો પોતાની સત્તા ટકાવી રાખવા સમર્થ છે કે પછી બીજાઓના રક્ષણની એને હમેશાં જરૂર રહે છે. આ મુદ્દો વધારે સારી રીતે સમજાવવા માટે હું એમ કહીશ કે, જેઓ માણસો અને નાણાંની વિપુલતાથી પૂરતી સૈન્યજમાવટ કરે છે અને જે કોઇ પોતાના ઉપર હુમલો કરે તેની સામે પોતાનો ટકાવ કરી શકે છે તેમને હું પંડે એકલા પોતાની સત્તા ટકાવવાને સમર્થ ગણું છું, અને બીજાના રક્ષણની જરૂરવાળા હું તેમને ગણું છું, જેઓ દુશ્મનો સામે મોરચો માંડી શકતા નથી પણ કિલ્લાની દીવાલો પાછળ આશ્રય લઇને બચાવ માટે સજ્જ રહે છે. પહેલા પ્રકારની આપણે ચર્ચા કરી ગયેલા છીએ અને પ્રસંગ આવશે તેમ તેમ આગળ ઉપર પણ હું તે વિશે કહેતો રહીશ. બીજા પ્રકારને વિશે એટલું જ કહેવું પર્યાપ્ત થશે કે એવા રાજવીને પોતાના નગરની કિલ્લેબંદી કરવાને અને એમાં જરૂરી સામગ્રીનો પ્રબંધ કરવાને પ્રોત્સાહન આપવું જોઇએ. એવા રાજવીએ આસપાસના પ્રદેશ વિશે ઊંચાનીચા થવાનું હોય જ નહીં, અને જેણે પોતાના નગરની મજબૂત કિલ્લેબંદી કરેલી હોય અને પોતાની પ્રજાનું શાસન કરવામાં, આપણે અગાઉ વર્ણવી ગયા છીએ અને હવે પછી વર્ણવવાના છીએ તેવી રીતે જે પ્રવર્ત્યો હોય, તેના ઉપર કમને જ આક્રમણ થતું હોય છે, કેમકે જે સાહસો હાથ ધરવામાં મુશ્કેલીઓ પહેલેથી જ દેખાઇ આવતી હોય તે ઉપાડવાને માણસો હમેશાં નારાજ હોય છે, અને જેણે પોતાના નગરનો સંગીન બચાવ યોજેલો હોય અને જેને પ્રજા ધિક્કારતી ન હોય તેના ઉપર આક્રમણ કરવું ક્યારે ય આસાન બનતું નથી.

જર્મનીનાં નગરરાજ્યો તદ્દન આઝાદ છે, તેમની આસપાસ ગ્રામ-પ્રદેશ લગભગ નહીં જેવો હોય છે અને મનફાવે ત્યારે તેઓ સમ્રાટની આજ્ઞા પાળે છે પણ તેમને સમ્રાટની કે અન્ય કોઇ સત્તાધીશની બીક લાગતી નથી.

તેમની કિલ્લેબંધી થઇ છે જ એવી રીતે કે દરેકને એમ લાગે કે આમને નમા-વવાનું કામ કંટાળાજનક અને મુશ્કેલ છે, કેમકે એમની પાસે જરૂરી ખાઇઓ અને કિલ્લાઓ છે પૂરતો દારૂગોળો છે, અને તેમના જાહેર કોઠારોમાં-પૂરતાં એક વરસ ચાલે એટલાં-ખોરાક પીણાં અને બળતણ કાયમ ભરી રાખેલાં હોય છે. આ ઉપરાંત નીચલા વર્ગોને સંતુષ્ટ રાખવા માટે પણ રાજ્યસંઘને ખોટ ન આવે એવી રીતે નગરની જવાબદારી સમી કામગીરીઓમાં તેમજ જે ઉદ્યોગ-ધંધાઓ વડે નીચલા થરના લોકો પોતાનો નિર્વાહ કરતા હોય તેમાં લોકોને એક વર્ષ સુધી કામ આપી શકાય તે માટે પૂરતાં સાધનો તેમણે વસાવેલાં છે. લશ્કરી કવાયતોનું ઘણું યે ત્યાં ભારે ગૌરવ મનાય છે અને તેની પરંપરા જાળવનારા ઘણા ધારાઓ અત્યારે ત્યાં અમલમાં છે.

એટલે જે રાજવી પાસે તાકાતવાન નગર હોય અને જે પોતે તિરસ્કાર-પાત્ર બન્યો ન હોય તેના ઉપર હુમલો કરી શકાતો નથી; અને જો કર્યો હોય તો હુમલો કરનારને નામોશીભેર પીછેહઠ કરવાની ફરજ પડે છે, કેમકે દુનિયામાં ફેરફારો એટલા બધા થતા રહે છે કે પોતાનાં લશ્કરોને બેસાડી રાખીને કોઇને પણ એક વર્ષ કરતાં વધારે લંબાય એવો ઘેરો ઘાલવાનું પાલવતું નથી. અને જેઓ એમ દલીલ કરતા હોય કે ઘેરાની બહાર જેમની જમીનજાગીર આવેલી હોય અને સગી આંખે જેઓ તેને ભડકે બળતી જોતાં હોય તેમની ધીરજ રહે નહીં અને લાંબો ચાલેલો ઘેરો તથા સ્વાર્થ પોતાના રાજવીને ભુલાવી દે, તેમને મારો ઉત્તર એ છે કે શક્તિશાળી અને ધીર રાજવી, ઘડીમાં આવી પડેલી આફત લાંબી પહોંચવાની નથી એવી આશા પ્રજામાં સતેજ કરીને તો ઘડીમાં દુશ્મનની ક્રૂરતાની ધાક પ્રજાના મનમાં ઉત્પન્ન કરીને, તો ઘડીમાં અતિ-સમર્થોનો પોતાને સાથ છે એમ ચતુરાઇથી ઠસાવીને આવી મુશ્કેલીઓને પરાસ્ત કરતો હોય છે. વળી દુશ્મન પણ આવતાંની સાથે પહેલાં તો સ્વાભા-વિક રીતે જ દેશમાં લૂંટફાટ કરે અને આગ ચાંપે. આવે વખતે માણસોનાં, મગજ તપેલાં હોય છે અને આત્મરક્ષણ કરવાને આતુર હોય છે એટલે રાજવીને એ વખતે તો આમે ઓછું ડરવાનું કારણ છે. કેમકે થોડાક વખત પછી જ્યારે લોકો ઠંડા પડી ગયા હોય, નુકશાન થવાનું હતું તે થઇ ગયું હોય, ભોગ-વવાના હતા તે અનર્થો ભોગવાઇ ચૂક્યા હોય, અને બીજો કોઇ ઉપાય રહ્યો ન હોય તેવે જે રાજવીની વહારે ધાતાં પોતાની સંપત્તિ તારાજ થવા દીધી અને પોતાનાં ઘર બળવા દીધાં તે પોતાના ઉપકાર હેઠળ છે એવો ભાસ રચાતાં પોતાના રાજવી સાથે મળી જવાને તેઓ ઊલટા વધારે તત્પર હોય છે.

મનુષ્યસ્વભાવ જ એવો છે કે મેળવેલા લાભો વિષે જેટલી આસક્તિ બંધાય તેટલી અન્યને કરી આપેલા લાભો વિષે પણ બંધાય. આમાંથી એટલું ફલિત થાય છે કે આપત્કાળે આપણા રાજવી પાસે પોતાના રક્ષણ માટે જરૂરી સાધનસામગ્રી હશે તો ઘેરાના આરંભે અને ઘેરો ચાલુ હોય તે દરમ્યાન પોતાની પ્રજાની હિંમત ટકાવી રાખવામાં તે કશી મુશ્કેલી અનુભવશે નહીં

## પ્રકરણ : ૧૧

# ધર્માશ્રિત રાજ્યો વિશે

હવે આપણે કેવળ ધર્માશ્રિત રાજ્યોની વાત કરવાની બાકી રહે છે. એમની બાબતમાં મુશ્કેલીઓ એ મેળવતાં પહેલાં ફરકતી હોય છે. એ પ્રાપ્ત થાય છે. શક્તિ વડે કે સદ્‌ભાગ્ય વડે, પણ બંનેના વિના એ જળવાઈ રહી શકે છે, કેમકે પ્રાચીન ધાર્મિક પરંપરાઓથી એમનું જતન થતું હોય છે. આ પરંપરાઓ એવી સબળ અને એવાં લક્ષણોવાળી હોય છે કે રાજવીઓ ગમે તેમ વર્તે અને જીવે તો પણ સત્તાને આસને એ જડાયેલા રહે છે. કેવળ આ પ્રકારના રાજવીઓને જ રક્ષણ કર્યા વિના રાજ્ય મળે છે, શાસન કર્યા વિના પ્રજા મળે છે, અને જો તેમના રાજ્યનું રક્ષણ કરવાનું નથી હોતું તો એ લઈ લેવાનું પણ નથી હોતું. આ રાજવીઓની પ્રજા ઉપર શાસન થતું હોતું નથી એટલે જાજનોને શાસન પ્રત્યે કદી દુર્ભાવ પણ થતો નથી, તેમજ પોતાના રાજવીથી વિમુખ થવાનો તેમને વિચાર આવતો નથી તેમ તે વિમુખ થઈ પણ શકતા નથી. એટલે કેવળ આ રાજ્યો જ સુરક્ષિત અને સુખી હોય છે. પણ મનુષ્યનું ચિત્ત જેનો પાર ન પામી શકે એવી મહત્તર સત્તા એમનું જતન કરતી હોવાથી એમની બાબતમાં વધુ કંઈ પણ કહેવાનું ટાળીશ. ઈશ્વરે મહિમાવંતી કરેલી અને સંરક્ષેલી વ્યવસ્થાની ચર્ચા કરવી એ ધૃષ્ટ અને અક્કલહીણાનું કામ ગણાશે. તેમ છતાં મને કોઈ એમ તો પૂછી શકે કે ધર્મસત્તા કેવી રીતે આવી મોટી પાર્થિવ સત્તા બની શકી ? એલેકઝાંડર છઠ્ઠાના સમય પહેલાં ઈટલીના સત્તાધીશો અને તે પૈકી પણ કેવળ ખરેખરા સબળા નહીં પણ એક એક ઠાકોર અને ગરાસદાર પછી તે ગમે તેવો રેંકપેંકડાં ન હોય તે સુદ્ધાં એક પાર્થિવ સત્તા લેખે ધર્મસત્તાનું બહુ ઓછું મહત્ત્વ પ્રમાણતા હતા. પરંતુ હવે ફ્રાંસનો રાજા સુદ્ધા એનાથી ધ્રુજે છે—ફ્રાંસના રાજાને ઈટલીની બહાર હાંકી કાઢવાને એ શક્તિશાળી બની છે અને વેનીશિયનોનો વિનાશ સાધવાને પણ એ સમર્થ થઈ છે આમ જો કે આ ખૂબ જાણીતી બાબતો છે છતાં એનું સ્મરણ કરાવવું અપ્રસ્તુત નથી.

ફ્રાંસનો રાજા ચાર્લ્સ ઇટલીમાં આવ્યો તે પહેલાં આ દેશ પોપ, વેનીશિયનો, નેપલ્સનો રાજા, મિલાનનો ડ્યૂક અને ફ્લોરેન્ટાઇનોના શાસન હેઠળ હતો. આ બધા સત્તાધીશોને ફિકર બે બાબતની હતી; એક તે કોઈ પણ પરદેશી ઇટલીમાં શસ્ત્રબળથી પ્રવેશે નહીં તેની. બીજી તે પ્રવર્તમાન સરકારોમાંથી કોઈ પોતાનું રાજ્ય વિસ્તારે નહીં તેની. એમાં પણ પોપ અને વેનીશિયનો ઉપર ચાંપતી નજર રાખવાની હતી. હવે વેનીશિયનોને બાબી રાખવા માટે બાકીના બધાની સંધિ જરૂરની હતી: ફેરારાના બચાવની બાબતમાં તેવું થયું હતું. અને પોપને બાબી રાખવાને માટે રોમન ગરાસદારોનો તેમણે ઉપયોગ કર્યો હતો. આ બે ગરાસદારોમાં બે તડાં હતાં એક ઓર્સિનિનું અને બીજું કોલોનાનું. અને આ બેની વચ્ચે સતત કલહ રહ્યા કરતો, સતત તેઓ યુદ્ધગ્રસ્ત રહેતા, અને તે પણ પાછા પોપની નજર સામે જ. તેથી પોપની સત્તા નિર્બળ અને ઢીલી રહેતી અને ક્યારેક ક્યારેક સેક્સટસ જેવો નિશ્ચય પ્રકૃતિનો પોપ ઊભરી જતો તો પણ એનું સદ્ભાગ્ય કે સામર્થ્ય આ અનિષ્ટમાંથી તેને છોડવી શકે એમ નહોતાં. પોપનું અલ્પાયુષ્ય તે આમ બનવાનું કારણ હતું, કેમકે સામાન્ય નિયમ તરીકે જે દશેક વર્ષ પોપ જીવતો તે દરમ્યાન આ બે પૈકીના કોઈ એક તડને પણ વશ રાખવામાં એને ઘણી મુશ્કેલી પડતી. અને, દાખલા તરીકે, એક પોપે જો કોલોનાને વશ કરવામાં સફળતા મેળવી હોય પણ જો ઓર્સિની પ્રત્યે વિરોધભાવ સેવનાર નવો પોપ એના વારસદાર તરીકે આવ્યો તો કોલોનાનું પાછું ચઢી વાગતું અને પછી એને વશ કરવાનો સમય રહેતો નહીં.

આને લીધે પોપની પાર્થિવ સત્તાની ઇટલીમાં કશી ગણના હતી નહીં. તે પછી એલેકઝાંડર છઠ્ઠો આવ્યો અને જે બધા પોન્ટીફો શાસન કરી ગયા તે સર્વમાં નાણાંની તેમજ સૈન્યની સહાયથી પોપ પોતાનું વર્ચસ્વ કેવી રીતે દાખવી શકે, તે એણે ઉત્તમ રીતે બતાવી આપ્યું. વેલેન્ટાઇન જેવાને સાધન તરીકે યોજીને અને ફ્રેન્ચ આક્રમણની તક ઝડપી લઈને, અગાઉ ડ્યૂકનાં કાર્યો વિશે બોલતાં જે હું વર્ણવી ગયો તે બધાં કાર્યો એણે કર્યાં. અને જો કે તેનો આશય ધર્મસત્તાનું નહીં પણ ડ્યૂકનું સામર્થ્ય વધારવાનો હતો, તેમ છતાં એણે જે કંઈ કર્યું તે ધર્મસત્તાની વૃદ્ધિમાં પરિણમ્યું અને એલેકઝાંડર છઠ્ઠાના પુરુષાર્થના ફળની વારસદાર ધર્મસત્તા બની. પછી પોપ જૂલિયસ આવ્યો જેણે શક્તિશાળી બની ચૂકેલી ધર્મસત્તા સંભાળવાની હતી. તે સમયે એને તાબે સમસ્ત રોમાના હતું. બધા રોમન ગરાસદારો દબાઈ ગયા હતા અને

એલેક્ઝાંડરની સખતાઈથી બધા તડાંનો નાશ થયો હતો. એલેક્ઝાંડરની પૂર્વે કદી નહીં અજમાવાયેલો ધનસંચયનો માર્ગ પણ એને મોકળો દેખાયો. પણ એલેક્ઝાંડરની પદ્ધતિઓને અનુસરીને જૂલિયસ બેસી ના રહ્યો. તેણે એ આગળ વધારી બોલોના જીતી લેવાનો, વેનીશિયનોને જેર કરવાનો અને ફ્રેંચોને ઇટલીમાંથી તગેડી મૂકવાનો સંકલ્પ કર્યો અને આ બધાં પરાક્રમોમાં તે સફળ નીવડયો. એને અધિકતર પ્રશંસા ઘટે છે કેમકે કોઈ ખાનગી વ્યક્તિનું નહીં પણ ધર્મસત્તાનું બળ વધારવા માટે એ સર્વ કંઈ કરી છૂટયો. ઓર્સિની અને કોલોના જૂથોને પણ જે સ્થિતિમાં એણે જોયેલાં તેજ સ્થિતિમાં રાખ્યાં. અને જો કે એ જૂથોમાં એવા કેટલાક અગ્રણીઓ અવશ્ય હતા જેમણે પોતપોતાની સ્થિતિમાં પરિવર્તન આણ્યું હોત, પણ બે બાબતોએ એમને સીધા રાખ્યા: એક તો ધર્મસત્તાનો મહિમા, જેનાથી તેઓ કાંપતા હતા; અને બીજી તે એમને ધર્માધ્યક્ષો આવી મળ્યા નહોતા એ હકીકત. એમના ઉત્પાતોના મૂળમાં ધર્માધ્યક્ષો હતા. જ્યારે એમની પડખે ધર્માધ્યક્ષો હોય ત્યારે આ જૂથો શાંત બેસી શકે જ નહીં કેમકે રોમની અંદર અને બહાર આ ધર્માધ્યક્ષો જૂથોને સળી કરતા હોય છે અને ગરાસદારોને તેમની પડખે રહેવાની ફરજ પડે છે. આમ ધર્માચાર્યોની મહત્ત્વકાંક્ષાઓમાંથી ગરાસદારોમાં કલહો અને ઉત્પાતો જન્મે છે. પવિત્ર નામદાર પોપ દશમા લૂઈ ને પોંડીફપદ અત્યંત બલિષ્ઠ સ્થિતિમાં પ્રાપ્ત થયું છે, તે ઉપરથી એવી આશા રાખી શકાય કે અગાઉના પોપ જો શસ્ત્રબળથી એનો પ્રતાપ વધારી ગયા તો આ નામદાર પોતાની ભલાઈ અને બીજા અનંત ગુણોથી ધર્મસત્તાને મહાન અને આદર-યોગ્ય બનાવશે.

# પ્રકરણ ૧૨

## સૈન્યના વિવિધ પ્રકારો અને ભાડુતિ સૈનિકો

જે જે રાજ્યોનું મારે નિરૂપણ કરવું હતું તેમના ગુણધર્મોની પૂરેપૂરી ચર્ચા થઈ ગઈ હોવાથી તેમના ઉત્થાન અને પતનનાં કારણોનો પણ થોડેક અંશે ખ્યાલ કરી લીધો હોવાથી અને આવાં રાજ્યો સંપાદન કરવામાં અનેકોએ અજમાવેલી પદ્ધતિઓ પણ દર્શાવેલી હોવાથી પ્રત્યેકમાં પ્રયોજી શકાય એવી આક્રમક અને સંરક્ષણાત્મક પદ્ધતિઓની સામાન્ય રૂપે ચર્ચા કરવાનું હવે મારે શેષ રહે છે. જેના અભાવે વિનાશ નિશ્ચિત છે, તે પાયાની સંગીનતા રાજવીને માટે શી રીતે અનિવાર્ય છે તે આપણે કહી ગયા છીએ. બધાં રાજ્યોના, પછી તે જૂનાં હોય કે નવાં હોય કે જૂનાંનવાંનાં મિશ્રણરૂપ હોય તેના મુખ્ય પાયા તે સારા કાયદા અને સારું સૈન્ય છે. હવે જ્યાં સારું સૈન્ય હોય ત્યાં સારા કાયદા સંભવતા નથી અને જ્યાં સારું સૈન્ય હોય ત્યાં સારા કાયદા હોય જ, એટલે અત્યારે હું કાયદાની ચર્ચા નહીં કરું પણ સૈન્ય વિશે ચર્ચા કરીશ.

અટલે હું કહું છું કે જે સૈન્ય વડે રાજવી પોતાના કબજા ભોગવટાનું રક્ષણ કરે છે તે કાં તો એનું પોતાનું હોય છે અથવા ભાડૂતી હોય છે, અથવા સહાયકારી હોય છે, અથવા મિશ્ર હોય છે. ભાડૂતી અને સહાયકારીસૈન્યોના કબજામાં અને જોખમકારક હોય છે અને રાજવી ભાડુતી સૈનિકોના બળથી પોતાનું રાજ્ય તો એ પોતે કદી સુદૃઢ અને સુરક્ષિત બની શકશે નહીં, કેમકે એ લોકો પ્રકીર્ણ: મહત્ત્વાકાંક્ષી, શિસ્તહીન, વિશ્વાસઘાતક, મિત્રો વચ્ચે શૂર અને દુશ્મનો સામે કાયર હોય છે. તેમને ઈશ્વરનો ડર હોતો નથી અને માણસો સાથે વિશ્વાસથી વર્તતા નથી. જ્યાં સુધી આક્રમણ મોકૂફ રહ્યું હોય ત્યાં સુધી એમને આશરે પડેલ નાં વિનાશની મુદત લંબાય છે. શાંતિસમયમાં તમને આ લોકો લૂંટે છે અને યુદ્ધ સમયમાં દુશ્મનો લૂંટે છે. આનું કારણ એટલું જ કે રણમાં ટકી રહેવા માટે પ્રેમ કે બીજા કોઈ હેતુની તેમને ચાહના હોતી નથી . હોય છે ફક્ત મામૂલી પગારની, પણ તમારે માટે જાન ખપાવવા તત્પર થવા . માટે એ હેતુ પૂરતો નથી. જ્યાં સુધી તમે યુદ્ધ ચડો નહીં ત્યાં સુધી તમારા

સૈનિકો થવા એ ખૂબ ખુશી હોય છે પણ જ્યાં યુદ્ધ આવી પડે છે કે એ લોકો ઊભી પૂંછડીએ ભાગે છે અથવા રતોવાઈ છાવણી ઉઠાવી લે છે. આટલું સાબિત કરવામાં મને જરાયે મુશ્કેલી નહીં પડે કેમકે ઈટલીનો હાલનો અધઃપાત બીજા કશાને નહીં પણ વર્ષો સુધી ભાડૂતી સૈન્યો ઉપર તેણે આધાર રાખ્યા કીધો તેને જ આભારી છે. સત્તા ઉપર આવવા માટે કેટલીક વ્યક્તિઓને આ સૈન્યો જરૂર મદદરૂપ થયાં હશે અને એકબીજા સામે ખોડાનાં એ બહાદુર પણ લાગતાં હશે, પણ જ્યારે પરદેશી ચડી આવ્યો ત્યારે એમણે એમનું નપાવટપણું પરખાવ્યું. એટલે જ એમ બન્યું કે ખાસ કશી તકલીફ વિના ફ્રાન્સના રાજા ચાર્લ્સે ઈટલીનો કબજો લેવા દીધેલો. અને જેમણે ત્યારે એમ કહેલું કે આ આપણા પાપે થયું તે બોલેલા સાચું, પણ એ પાપ તે એમણે કલ્પેલાં પાપ નહીં પણ મેં આ વર્ણવ્યાં છે તે પાપ. અને આ પાપ રાજવીઓનાં પણ હતાં એટલે એમને પણ પાપની સજા ખમવી પડી છે.

આ સૈન્યોનાં કારણો હું વધારે વિગતે સમજાવીશ. ભાડૂતી સરદારો કાં તો ખૂબ શક્તિશાળી હોય છે અથવા નથી હોતા. જો તે શક્તિશાળી હોય તો તમે એમનો ભરોસો કરી શકો નહીં કેમકે તેમને અવશ્ય પોતાની મહત્તા સંપડાવવાની આકાંક્ષા હશે અને તે માટે કાં તો એ એટલે કે પોતાના મલિકને સતાવશે અથવા તો તમારી ઈચ્છા વિરુદ્ધ બીજાઓને સતાવશે. પણ જો સરદાર શક્તિશાળી નહીં હોય તો ઘણુંખરું એ તમને ડુબાડશે. અને જો આનો એવો ઉત્તર વાળવામાં આવે કે જેની પાસે સશસ્ત્ર દળો હોય તે આમ જ કરે, પછી એ દળો ભાડૂતી હોય કે ના હોય, તો મારો જવાબ એ છે કે લશ્કરનો ઉપયોગ કાં રાજવીએ કે કાં પ્રજાસત્તાકે કરવાનો હોય છે. એટલે રાજવીએ જાતે જઈને સરદારી લેવી જોઈએ અને પ્રજાસત્તાકે પોતાના જ નાગરિકોને મોકલી આપવા જોઈએ. જેને મોકલ્યો હોય તે જો અસમર્થ માલુમ પડે તો પ્રજાસત્તાકે તેને બદલી નાખવો જોઈએ; અને જો તે સમર્થ હોય તો આંકેલી મર્યાદાની બહાર જતાં કાયદાથી તેને રોકવો જોઈએ હવે અનુભવથી એમ સમજાયું છે કે માત્ર રાજવીઓ અને શસ્ત્રધારી પ્રજાસત્તાકો જ મોટું ગજું કરી જાય છે. જ્યારે ભાડૂતી દળો નુકસાન પહોંચાડવા સિવાય બીજું કંઈ કરતાં નથી. વળી પરદેશી દળોથી સજ એવાં પ્રજાસત્તાકોના કરતાં પોતાનામાંના જ કોઈ નાગરિકના શાસનને તેઓ ઓછી સહેલાઈથી વશ વર્તે છે.

રોમ અને સ્પાર્ટા સદીઓ સુધી ઉત્તમ પ્રકારે શસ્ત્રસજ્જ અને સ્વાધીન રહ્યાં હતાં, સ્વિસ લોકો ઉત્તમ પ્રકારે શસ્ત્રસજ્જ છે અને ઉત્કૃષ્ટ સ્વાધીનતા

ભોગવે છે. પુરાણા સમયમાંથી ભાડૂતી સૈન્યનું દૃષ્ટાંત લઇએ તો તે કાર્થેજ વાસીઓનું છે. રોમને સાથેના પ્હેલા યુદ્ધને અંતે, હજી તો એમના પોતાના જ નાગરિકો સરદારો તરીકે ચાલુ હતા ને કાર્થેજવાસીઓને તેમના ભાડૂતી સૈનિકોએ હેરાન કર્યા હતા. એપેમિનોન્ડસના અવસાન પછી થીબ્ઝવાસીઓએ મેસિડોનના ફિલિપને પોતાનો સેનાનાયક બનાવ્યો હતો, પણ વિજય મેળવ્યા પછી એણે થીબ્ઝવાસીઓની સ્વતંત્રતા હરી લીધી હતી. ડ્યૂક ફિલિપનું અવસાન થતાં મિલાનવાસીઓએ વેનોશિયનોની સામે ટ્રાન્સેસ્કો સ્ફાર્ઝાને ભાડે રાખ્યો હતો પણ કારાવેગિયો ખાતે દુશ્મનને હરાવ્યા પછી પોતાના માલિક મિલાનવાસીએને રંજાડવાના હેતુથી એ દુશ્મનોની સાથે ભળી ગયો હતો. આ જ સ્ફોર્ઝાનો પિતા, જે નેપલ્સની રાણી ગિયોવાનાની સેવામાં રહેલો યોદ્ધો હતો તેણે રાણીને અચાનક સૈન્યરહિત સ્થિતિમાં છોડી દીધેલી તેથી રાણીને રાજ્ય ખોવું ન પડે તે માટે આરાગોનના રાજાની ભુજાઓમાં સમાવાની ફરજ પડેલી. હવે ભૂતકાળમાં વેનીશિયનોએ અને ફ્લોરેન્ટાઇનોએ આવાં દળોની સહાયથી પોતાના પ્રદેશો વિસ્તર્યા હતા અને એમના સેનાનાયકો જાતે રાજા બની બેઠા નહોતા, ઊલટું એમનું રક્ષણ કર્યું હતું, તો મારો જવાબ એ છે કે ફ્લોરેન્ટાઇનોને આ દાખલામાં અકસ્માતે યારી આપી હતી કેમકે જેમનો ભય સેવવો પડે એવા શક્તિશાળી સરદારોમાંના કેટલાક વિજય પ્રાપ્ત કરી શકેલા નહીં, કેટલાકની સામે વિરોધ જાગેલો, જ્યારે કેટલાકોએ પોતાની મહત્ત્વાકાંક્ષા બીજા ક્ષેત્રમાં વાળેલી. વિજય પ્રાપ્ત નહીં કરી શકેલો એવો સેનાનાયક સર જહોન હોકવુડ હતો, જે વિજેતા બન્યો નહોતો એટલે એની નિષ્ઠાની ભાળ મેળવી શકાય એમ નથી. પણ સૌ કોઇ સ્વીકારશે કે જો એ વિજયી નીવડ્યો હોત તો ફ્લોરેન્ટાઇનોને એની દયા પર જીવવું પડ્યું હોત. સ્ફોર્ઝાની વિરુદ્ધ કાયમ બ્રેકેરછી ખડો પરસ્પર જે પરિસ્થિતિ અંકુશની ગરજ સારતી. ફ્રાન્સિસ્કોએ પોતાની મહત્ત્વાકાંક્ષા લોમ્બાર્ડી પ્રત્યે વાળી અને બ્રેકિયોએ ધર્મસત્તાની તેમજ નેપલ્સના રાજ્યની વિરુદ્ધ વાળી.

પણ થોડા સમય ઉપર જ શું બન્યું હતું તે આપણે જોઇએ. ફ્લોરેન્ટાઇનોએ પાઓલો વિટેલી જેવા ખાનગી સર્વોચ્ચ પ્રતિષ્ઠાએ પ્હોંચેલા શાણા માણસને પોતાના સરદાર તરીકે નિયુક્ત કર્યો. જો એણે પીસા જીતી લીધું તો એની સાથેનો મૈત્રીસંબંધ જાળવવો તે નિર્વિવાદ રીતે ફ્લોરેન્ટાઇનોના લાભમાં હતું કેમકે જો એ તેમના દુશ્મનોનો યોદ્ધો બન્યો હોત તો એનો સામનો કરવાનું એમની પાસે કોઇ જ સાધન નહોતું.

હવે વેનીશિયનોની વાત ઉપર આવીએ. એમણે જે પ્રગતિ સાધી તેનો ખ્યાલ કરતાં સમજાશે કે જ્યાં સુધી તેમણે પોતાના લશ્કરની મદદથી યુદ્ધ ખેલ્યાં ત્યાં સુધી સાચી ગણતરી માંડીને તેઓ યશસ્વી રીતે વર્ત્યા. પોતાના જ શિષ્ટજનો અને સશસ્ત્ર પ્રજાજનોની મદદથી તેઓ બહાદુરીથી લડેલા તે તો ખુશ્કી યુદ્ધો શરૂ કર્યાં ત્યારે આ સલ્લક્ષણનો તેમણે ત્યાગ કર્યો અને ઇટલીની ચાલી આવતી પ્રણાલિને અનુસરવા લાગ્યા. હવે ભૂમિપ્રદેશો ઉપરના પોતાના વિજયના પ્રારંભે તેમણે સેનાનાયકોથી ઝાઝું કરવાનું નહોતું કેમકે પ્રદેશોનો વિસ્તાર બહુ વિશાળ નહોતો અને વેનીશિયનોની પ્રતિષ્ઠા બહુ મોટી હતી. પણ જેમજેમ તેમના કબજાનો મુલક વિસ્તર્યો તેમ તેમ કાર્મેગ્નોલાની સરદારી હેઠળ બન્યું હતું તેમ પોતાની ભૂલ સમજાય તેવો દાખવો તેમને મળી રહ્યો કેમકે મિલાનના ડયૂકને હરાવ્યા પછી કાર્મેગ્નાલાની સત્તા ખૂબ વધી ગઈ છે એ જયારે તેમણે જોયું અને બીજી બાજુએ તેમને સમજાયું કે આ યુદ્ધ-માં તે નિરુત્સાહ રહ્યો હતો ત્યારે તેમને ખ્યાલ આવ્યો કે હવે એની મદદથી તેઓ વધારે વિજયો પ્રાપ્ત કરી શકવાના નથી. તેમ છતાં તેઓ ન તો તેને રૂખસદ આપી શકયા કે ન તો આપવાની ઇચ્છા કરી, કેમકે મેળવેલું બધું ગૂમાવવાનો તેમને ભય હતો એટલે એના તરફની નિરાંત થાય તે વાસ્તે આખરે એને ફાંસી દેવાની તેમને ફરજ પડી. નિરાંત થાય તે પછી સેનાનાયકો તરીકે બાર્ટોલોમિયો લર્ગેમો રોબર્ટો સાન સેવેરિનો કાઉન્ટ પીટીગ્લીઓનો અને એવા બીજાઓ તેમણે મેળવ્યા પણ એમના તરફથી જીતની આશા કરતાં હારનો ડર સવિશેષ હતો. પાછળથી વેલ્લા ખાતે બન્યું પણ એવું જ. અને આઠસો વર્ષ દરમ્યાન ભારે કષ્ટપૂર્વક એમણે જે કંઈ મેળવ્યું હતું તે બધું એમણે તે ઠેકાણે એક દિવસમાં ગુમાવ્યું. કારણ એ કે આવાં લશ્કરોની મદદથી થતી પ્રાપ્તિઓ મંદ અને નિર્માલ્ય હોય છે પણ હાર ઓચિંતી અને અકળ હોય છે અને જેના પર આજે વર્ષો થયાં ભાડૂતી લશ્કરોનું રાજ ચાલે છે તે ઇટલીના ઇતિહાસમાંથી જ મેં દૃષ્ટાંતો તારવી બતાવ્યાં હોવાથી હવે હું એની વિગતે આલોચના કરીશ જેથી એની ઉત્પતિ અને વૃદ્ધિ સમજી લીધા પછી એના ક્ષયનો ઉપાય વધારે સારી રીતે થઈ શકે. તમારે સમજવું જોઈએ કે આ પાછળના કાળમાં ઇટલીમાં સામ્રાજયની સત્તાને પડકાર થવા માંડયો અને પાર્થિવ વિષયોમાં પોપ વધારે પ્રતિષ્ઠા મેળવવા લાગ્યો તેમ તેમ ઇટલી ઘણાં રાજયોમાં વહેંચાઈ જવા માંડયું. રાજાની મહેરબાનીથી પોતાને પરાધીન અવસ્થામાં રાખનાર ઉમરાવો સામે ઘણાં મુખ્ય નગરોએ શસ્ત્રો ઉગામ્યાં અને અને પોતાની પાર્થિવ સત્તા વધારવાના હેતુથી ધર્મસત્તાએ તેમને પ્રોત્સાહન

આખું બીજાં ઘણાં નગરોમાં વસ્તીમાંથી કોઈ ને કોઈ રાજા બની બેઠો. આમ લગભગ આખું ઈટલી ધર્મસત્તાના અને થોડાક પ્રજાસત્તાક રાજ્યોના હાથમાં જતું રહ્યું હવે ધર્મગુરુઓ અને બીજા નાગરિકોને શસ્ત્ર ધારણ કરવાનો મહાવરો નહીં હોવાથી તેમણે પરદેશીઓને યોદ્ધાઓ તરીકે ભાડે રાખવા માંડ્યા. આ પ્રકારના લશ્કરનું ગૌરવ પહેલવહેલું સ્થાપનાર તે રોમાગ્નાનો વતની આલ્બેરીગો કોમો હતો. બ્રેચિયો અને સ્ફોર્જા જેઓ પોતાના સમયના ઈટલીના ભાગ્યવિધાતાઓ હતા તેમને સુદ્ધાં બીજા ઘણાની સાથે એણે જ તાલીમ આપેલી આ લોકોની પછી આજ લગી જે બીજા થતા આવી ગયાં તેમણે ઈટલીનાં લશ્કરો ઉપર એવો દોર ચલાવ્યો કે તેમના આ પરાક્રમોને લીધે ઈટલી ચાર્લ્સથી પાદાક્રાન્ત થયું છે, લૂઈએ એને લૂંટી ખાધું છે ફેરાન્ડો એ એના ઉપર જુલમ ગુજાર્યો છે અને સ્વિસ લોકોએ એને અપમાન્યું છે. આ લોકોએ પદ્ધતિ જ એવી અપનાવેલી કે પ્રથમ તો પાયદળની આબરુ જાય જેથી પોતાની આબરુ વધે. એમનો આમ કર્યા વિના છૂટકો નહોતો કેમકે એમને પોતાનો કોઈ દેશ નહોતો અને પોતે જે રળતા તેના ઉપર તે ગુજરો કરતા. હવે મૂઠીભર પાયદળિયાઓથી તેમની કીર્તિમાં વધારો થવાનો હતો નહીં અને તેમની મોટી સંખ્યાને તેઓ નિભાવી શકે તેમ હતા નહીં એટલે પોતાને વાસ્તે કેવળ હયદળ પૂરતી જ મર્યાદા બાંધી દીધી. હયદળની ઓછી સંખ્યાને લીધે તેમને સારો દરમાયો મળતો અને ઉપરથી માન મળતું. એમણે પરિસ્થિતિને એટલી હદે નીચે ઉતારી કે ૨૦,૦૦૦ ના લશ્કરમાં પાયદળિયાઓ પૂરા ૨૦૦૦ પણ ન હોય. વળી જ્યારે સામસામાં સૈન્યોનો મુકાબલો થાય ત્યારે સામસામી હત્યા ન કરતાં બાનની રકમ લીધા વિના તે સૈનિકોને કેદ પકડતા. આમ તેમણે પોતાને અને સૈનિકોને કશી હાડમારી કે ભય વેઠવાં ન પડે એની પણ પૂરી તજવીજ રાખી હતી કિલ્લાઓ ઉપર રાત્રે તો તેઓ કદી હલ્લો કરતા જ નહીં; અને જેઓ કિલ્લામાં ભરાયા હોય તે રાત્રે બહાર આવી તંબૂઓ પર હુમલો કરતા નહીં રક્ષણાત્મક આડશો ઊભી કરતા નહીં પોતાની છાવણીઓની આસપાસ ખાઈઓ કરતા નહીં અને શિયાળામાં લડતા જ નહીં. આ બધું એમની યુદ્ધસંહિતામાં વિહિત હતું અને ઉપર કહ્યું તેમ તકલીફ અને ભય નિવારવા માટે એનો અંગીકાર થતો જેને પરિણામે આજે ઈટલી ગુલામી અને અધઃપતનની ગર્તામાં ડૂબી ગયું છે.

## પ્રકરણ : ૧૩

# સહાયકારી, મિશ્ર અને સ્વદેશી ટુકડીઓ

જ્યારે કોઈ બળવાન પાડોશીને વહારે ધાવા અને પોતાનાં દળોની મદદથી રક્ષણ કરવા કહેણ મોકલે ત્યારે તે દળ સહાયકારી સેના કહેવાય છે અને ભાડૂતી સેના જેટલી જ તે પણ નપાવટ છે. હમણાંના સમયમાં જૂલિયસે એવી સેના તેડી હતી ; પોતાના ફેરારાવાળા સાહસમાં ભાડૂતી સૈનિકોની નામોશીભરી નિષ્ફળતા જોઈ લીધા પછી એણે સહાયકારીદળનો આશ્રય લીધો અને સ્પેનના રાજા ફેરાન્ડો સાથે એમ ગોઠવ્યું કે પોતાનાં દળો લઈને એ વહારે આવે. હવે આ દળો પોતાની રીતે ગમે તેટલાં સારાં હોય તો પણ ઉછીના લેનારને માટે એ હમેશાં ભયકારક હોય છે, કેમકે જો તે હારે તો તમે હારો છો અને જો તે જીતે તો તમે તેના કેદી બનો છો. અગર જો કે પ્રાચીન ઇતિહાસ આનાં દૃષ્ટાંતોથી ભરપૂર છે છતાં પોપ જૂલિયસ બીજાનું દૃષ્ટાંત જે હજી તાજું જ છે, તેનાથી હું ચાતરીશ નહીં. એણે જે માર્ગ લીધો તેની તોલે આવે એવું ગેર ડહાપણ સંભવતું જ નથી, કેમકે ફેરારા મેળવવાની લાલચમાં એણે પરદેશીના હાથમાં પોતાને સોંપી દીધો. પણ સારે નસીબે એક ત્રીજું કારણ ઊભું થયું જેને લીધે પોતાની અવળી નીતિનાં પરિણામો ભોગવવામાંથી એ ઊગરી ગયો. એની સહાયકારી સેનાએ રેવેના ખાતે માર ખાધો ત્યારે સ્વિસ લશ્કર જાગ્યું અને એણે વિજેતાને પાછો હઠાવ્યો. પોપ જૂલિયસને પોતાને કે બીજાઓને આનું સ્વપ્ન સરખું નહોતું. પરિણામે ભાગી છૂટતા દુશ્મનો તેમજ બીજાને હાથે હારેલાં એના સહાયકારી દળો એને બંદીવાન બનાવી શક્યાં. પોતે સાવ નિઃશસ્ત્ર હોવાથી ફ્લોરેન્ટાઈનોએ પીસા ઉપર હુમલો કરવા ૧૦,૦૦૦ ફ્રેન્ચમેનોને ભાડે રાખ્યા હતા. હવે આ પગલું ભરીને પોતાના સારા યે યુધ્ધેતિહાસમાં ખેડ્યું હશે તેનાથી વધારે જોખમ એમણે ખેડ્યું હતું. કોન્સ્ટેન્ટીનોપલના સમ્રાટે પોતાના પાડોશીઓને ભીડાવવા માટે ૧૦,૦૦૦ તુર્કો ગ્રીસમાં ઉતાર્યા હતા, પણ યુદ્ધ પૂરું થયા પછી ત્યાંથી નીકળવાને તેઓ નારાજ હતા. કાફરોને હાથે ગ્રીસ ગુલામ બન્યું તેનાં પગરણ ત્યાંથી મંડાયાં હતાં.

એટલે જેને વિજયની આકાંક્ષા ન હોય તેણે જ આ દળોને ખપ કરવો ઘટારત છે. આ સહાયકારી દળો ભાડૂતી દળો કરતાં યે વધારે ભયંકર છે કેમકે તેમનો આશ્રય લીધાથી વિનાશ થવામાં કશું બાકી રહેતું નથી. તેનું કારણ એ છે કે આ દળો એકસૂત્રિત હોય છે અને પારકાને અનુસરે છે, જ્યારે ભાડૂતી દળોએ વિજય મેળવ્યો હોય ત્યારે પણ તેમને નુકસાન પહોંચાડવામાં તેમને વધારે સમય અને વધારે સારા મોકાની જરૂર પડે, કેમકે તે બધાં મળીને પણ અખંડાકાર હોતો નથી ; વળી તમે એમને રોકેલાં હોય છે અને એ તમારો પગાર ખાતાં હોય છે તેથી જે ત્રાહિત માણસને તમે સરદાર નીમ્યો હોય તે અમને નુકસાન પહોંચાડી શકે એટલી સત્તા એકાએક પ્રાપ્ત કરી શકતો નથી. ટૂંકમાં, ભાડૂતી સૈન્ય તરફનું મોટામાં મોટું જોખમ તે તેમનું નિર્માલ્ય-પણું અને યુદ્ધ કરવાની તેમની અનિચ્છા છે પણ સહાયકારી સૈન્યની બાબતમાં તો તેની વીરતા એ જ તેના તરફનું મોટામાં મોટું જોખમ છે.

એટલે શાણો રાજવી કદી આ દળોનો ખપ કરતો નથી અને પોતાનાં દળો ઉપર જ આધાર રાખતો હોય છે. પારકાના સૈન્યને જોરે જીતવા કરતાં પોતાના સૈન્યની હાર થાય એને એ પસંદ કરશે અને પરદેશી લશ્કરની મદદથી મેળવેલી જીતને એ કદી સાચી જીત ગણશે નહીં. સીઝેર બોર્જિયા અને તેના કાર્યોનાં દૃષ્ટાંતો આપતાં હું કદી અચકાતો નથી. આ ડયૂકે સહાયકારી સૈન્ય સહિત રોમાનામાં પ્રવેશ કર્યો ત્યારે એ આખું ફ્રેંચ સૈનિકોનું બનેલું સૈન્ય હતું એની મદદથી એણે ઇમોલા અને ફોરલી જીતી લીધાં પણ પછી એને રાખવામાં બિનસલામતી લાગતાં ઓછી જોખમી નીતિ અખત્યાર કરવા સારુ એણે ભાડૂતી લશ્કરનો આશ્રય લીધો અને ઓર્સિની અને વિટેલીને ભાડે રાખ્યા. પાછળથી એ સુદ્ધાં ઓછાં કહ્યાગરાં, બેવફા અને જોખમકારક લાગતાં તેણે એમણે દબાવી દીધાં અને પોતાના સૈનિકો ઉપર જ આધાર રાખ્યો અને ડયૂક પાસે જ્યારે ફ્રેંચ સૈનિકો હતા ત્યારની તેની પ્રતિષ્ઠા ઓર્સિની અને વિટેલી હતાં ત્યારની પ્રતિષ્ઠા અને પોતાની જાત ઉપર અને પોતાના સૈન્ય ઉપર એને આધાર રાખવો પડ્યો તે વખતની એની પ્રતિષ્ઠા વચ્ચેનો ફરકનો ખ્યાલ કરવાથી આ બે દળો વચ્ચેનો ફરક પણ સહેલાઈથી સમજી શકાશે. ડયૂકની પ્રતિષ્ઠા સતત ઉત્કર્ષ પામતી માલુમ પડે છે તો પણ પોતાના સૈન્યના એકમાત્ર સ્વામી રૂપે પ્રતીત થતો એનું મૂલ્ય જેટલું અંકાયેલું તેટલું પૂર્વે ક્યારેય નહોતું અંકાયું.

ઇટલીના આધુનિક દૃષ્ટાંતોથી ચાતરવાની મારી અનિચ્છા છતાં સાયરેક્યૂસનો હાયેરો જેનો મેં પૂર્વે ઉલ્લેખ કરેલો જ છે તેને હું ટાળી શકતો

નથી. સાયરેક્યુસવાસીઓએ મેં કહ્યું તેમ આ માણસને સેનાધ્યક્ષ બનાવ્યો તેની સાથે જ એ પામી ગયો કે આ લશ્કર સાવ માથે પડ્યા જેવું છે. આપણાં ઇટલીનાં ભાડૂતી દળોની માફક જ એ રચાયું હતું. હવે એ લશ્કરને નભાવવું અથવા એને રૂખસદ આપવી એ બંનેમાં એને બિનસલામતી જણાતાં એણે એ લશ્કરની કતલ કરી નાખી અને તે પછી બીજાના નહીં પણ પોતાના લશ્કરની મદદથી જ એણે યુદ્ધ ખેડ્યાં.

આ સંદર્ભમાં મને બાઇબલના જૂના કરારમાંથી આ મુદ્દાનું સુંદર ઉદાહરણ પૂરું પાડનારી એક રૂપક કથા યાદ આવે છે. જ્યારે ડેવિડે સોલ સમક્ષ ફિલિસ્ટાઇન ચેમ્પીઅન ગોલીએથની સામે પોતે લડવા જશે એવી દરખાસ્ત કરી ત્યારે એને શાબાશી આપવા માટે સોલે એને પોતાનાં શસ્ત્રો સજાવ્યાં. પણ ડેવિડે એકવાર એ અજમાવી જોયા પછી એ શસ્ત્રોનો એમ કહીને અસ્વીકાર કર્યો કે એનાથી પોતાને સરખી રીતે લડવાનું ફાવશે નહીં તેથી પોતાના પટા અને પોતાના ખંજર સાથે શત્રુનો મુકાબલો કરવાનું પોતાને વધુ પસંદ છે. ટૂંકમાં પારકાનાં શસ્ત્રો કાં તો નકામાં નીવડે છે, કાં તો બોજો વધારે છે, અથવા તો અવરોધ નાખે છે. રાજા લુઇ બારમાનો પિતા ચાર્લ્સ સાતમો જેણે સદ્ભાગ્ય અને વીરત્વ ઉભયના પ્રતાપે ફ્રાંસને અંગ્રેજોના સકંજામાંથી મુક્તિ અપાવી હતી તેણે પોતાના જ લશ્કરથી સજ્જ થવાની આવશ્યકતા પ્રમાણી હતી અને પોતાના રાજ્યમાં એણે સુસજ્જ ઘોડેસવારદળની અને પાયદળની પ્રથા દાખલ કરી હતી. પાછળથી એના દીકરા રાજા લૂઇએ પાયદળ નાબૂદ કર્યું અને સ્વિસ સૈનિકોને ભાડે રાખવાનું શરૂ કર્યું. આ ભૂલને બીજાઓ પણ અનુસર્યા. તેથી આટલે આવતાં માલૂમ પડે છે કે એ રાજ્યના જોખમના મૂળમાં આ ભૂલ રહેલી છે. સ્વિસ લોકોને આ રીતે પ્રતિષ્ઠિત કરવાથી ફ્રાંસે પોતાની સઘળી ટુકડીઓને નિરુત્સાહી બનાવી છે. પાયદળ તો નાબૂદ થયેલું જ છે અને ઘોડેસવારદળ પરદેશીઓની સહાય માટે ઉપકારવશ બન્યું છે કેમકે સ્વિસ ટુકડીઓને સાથે રાખીને લડવાનો મહાવરો પડી જવાથી એમને એમ જ લાગે છે કે એના વિના જીતાય જ નહીં. આમાંથી ફલિત થાય છે કે સ્વિસ ટુકડીઓનો સામનો કરવા માટે તેમની પાસે પૂરતી તાકાત નથી અને એમની મદદ વિના બીજાઓની સામે તેઓ લડી શકે એમ નથી. ફ્રાંસનું સૈન્ય આ પ્રમાણે અમુક અંશે ભાડૂતી અને અમુક અંશે સ્વદેશી એમ મિશ્ર પ્રકારનું છે. એનો સામટો ખ્યાલ કરતાં એ સર્વથા ભાડૂતી કે સર્વથા સહાયકારી સૈનિકોના બનેલા લશ્કર કરતાં અવશ્ય ચડિયાતું છે પણ કેવળ સ્વદેશી લશ્કર કરતાં તે ઘણું ઊતરતું છે.

અને આ દાખલો પર્યાપ્ત ગણાવો જોઈએ કેમકે જો ચાર્લ્સનું લશ્કરી તંત્ર વિકસાવવામાં અને નભાવવામાં આવ્યું હોત તો ફ્રાંસનું રાજ્ય અજેય બન્યું હોત. પણ માણસો શાણપણની ખામીને કારણે નવાનવા નુસખા કરે છે અને ઉપરનો સ્વાદ સારો લાગવાને કારણે, અગાઉ જીર્ણ તાવનું દૃષ્ટાંત આપતાં મેં દર્શાવ્યું હતું તેમ અંદરના ઝેરને પારખી શકતાં નથી

એટલે જે રાજવી પોતાના રાજ્યમાં જેમ જેમ ઉપદ્રવ ઊભા થાય તેમ તેમ તેમને પારખવામાં નિષ્ફળ નિવડે તે ખરેખર શાણો ન કહી શકાય અને શાણપણ બહુ થોડાને વરેલું હોય છે. રોમન સામ્રાજ્યના પતનના મૂળ કારણનો આપણે અભ્યાસ કરીશું તો માલૂમ પડશે કે કેવળ ગોથ સૈનિકોને ભાડે રાખવાથી તેનો વિનિપાત થયો હતો કેમકે તે દિવસથી રોમનોની તાકાત ઉત્તરોત્તર નબળી પડતી ગઈ હતી. પરિણામે સામ્રાજ્યમાંથી ઉદ્ભવતા સર્વ લાભો ગોથ લોકોને ભાગે આવ્યા. એટલે ચર્ચાને અંતે હું એટલું જ કહેવા માગું છું કે પોતાના લશ્કર વિના કોઈ પણ રાજવી સુરક્ષિત નથી. તેથી વિપરીત રીતે વર્તતાં તેને કેવળ નસીબ ઉપર આધાર રાખવાનો થાય છે અને આપત્તિકાળે રક્ષણનો કોઈ ભરોસાપાત્ર ઉપાય રહેતો નથી.

શાણા માણસોએ હંમેશા એમ માન્યું છે અને જાહેર પણ કર્યું છે કે "કહું છું કે જે કીર્તિ પોતાની શક્તિ ઉપર નિર્ભર નથી તેના જેવું દુર્બળ કે ચંચળ બીજુ કશું નથી." પોતાનું લશ્કર એટલે પોતાની રૈયતમાંથી, અથવા નાગરિકોમાંથી અથવા પોતાના આશ્રિતોમાંથી ઊભું કરેલું લશ્કર. તે સિવાયનાં બધાં કાં ભાડૂતી કાં સહાયકારી હોય છે. પોતાનું લશ્કર કેમ તૈયાર કરવું તે ઉપર ઉલ્લેખેલા ચાર રાજવીઓની પદ્ધતિઓનો તેમજ મહાન સિકંદરના પિતા ફિલિપે અને બીજાં પ્રજાસત્તાક રાજ્યોએ તથા સાર્વભૌમ રાજ્યોએ પોતાના લશ્કરો તયાર કરવામાં અજમાવેલી પદ્ધતિઓનો, અભ્યાસ કરવાથી સહેલાઈથી શીખી લેવાય તેમ છે. આ દૃષ્ટાંતો સંમુખ પડ્યાં હોય ત્યારે આ મુદ્દાને ઝાઝો છણવાની જરૂર રહેતી નથી.

## પ્રકરણ : ૧૪

### લશ્કર પરત્વે રાજવીની ફરજો

એટલે રાજવીએ યુદ્ધ અને તેનું સંચાલન અને શિસ્ત એટલા વાનાં સિવાય બીજો કોઈ ઉદ્દેશ કે વિચાર સેવવો ઘટતો નથી કે પોતાના અભ્યાસ માટે બીજી કોઈ બાબત હાથ ધરવી ઘટતી નથી, કેમકે જે અમલ ચલાવે છે તેને માટે કેવળ એ એક જ વિદ્યા જરૂરની છે અને એનો ગુણ એવો છે કે જન્મસિદ્ધ રાજવીઓને એ નભાવે છે જ પણ સામાન્ય દરજ્જાના માણસોને પણ વારંવાર રાજવીને દરજ્જે પહોંચાડે છે. બીજી તરફ એમ પણ જોવા મળે છે કે રાજવીઓ જ્યારે શસ્ત્રોને બદલે વૈભવ-વિલાસનો વધારે મહિમા કરે છે ત્યારે તેઓ રાજ્ય ખોઈ બેસે છે. રાજ્ય ગુમાવવાનું મુખ્ય કારણ આ વિદ્યા વિશેનો અણગમો છે અને રાજ્ય પ્રાપ્ત કરવાની મુખ્ય રીત તે એમાં પ્રાવીણ્ય મેળવવું એ છે.

ફ્રાન્સેસ્કો સ્ફોર્સ શસ્ત્રાસ્ત્ર વડે સુસજ્જ હોવાથી સામાન્ય પાયરીમાંથી મિલાનનો ડ્યૂક બની શક્યો હતો. જ્યારે એના જ પુત્રો યુદ્ધનો થાક અને હાડમારીથી કાયર થઈને ડ્યૂક હતા તેમાંથી સામાન્ય માણસો બની ગયા હતા. શસ્ત્ર વિસર્જનથી પેદા થનારા અનેક અનિષ્ટોમાંનું એક આ પણ છે કે એથી તમે ઘૃણાપાત્ર બનો છો, અને આગળ ઉપર સમજાવાશે તેમ, જે નામોશીઓથી રાજવીએ સાવધ રહેવાનું છે તે પૈકીની આ એક છે. સશસ્ત્ર અને નિઃશસ્ત્ર માણસની વચ્ચે તુલનાનો કોઈ પ્રશ્ન જ સંભવનો નથી. જે સશસ્ત્ર છે તે નિઃશસ્ત્રને સ્વેચ્છાએ અધીન થશે અથવા તો શસ્ત્રસજ્જ સેવકોની વચ્ચે નિશસ્ત્ર પુરુષ સલામત રહી શકશે એમ ધારી લેવું મુદ્દલ તર્કસંગત નથી, કેમકે એક તુચ્છકારતું હોય અને બીજું વહેમી હોય ત્યારે બન્નેને ભેગાં કામ કરવાનું અશક્ય બની રહે છે. એટલે જે રાજવી લશ્કરી બાબતોમાં અજ્ઞાની હોય તેને અત્યાર પૂર્વે નિર્દેશેલાં દુર્ભાગ્યો ઉપરાંત એના સૈનિકોને મન એ કુછ વિસાતમાં હોતો નથી અને એનો તેઓ ભરોસો રાખતા નથી એ દુર્ભાગ્ય પણ પીડે છે,

આચાર પરત્વે પોતાના સૈનિકોને શિસ્તબદ્ધ અને તાલીમબદ્ધ રાખવા ઉપરાંત એણે પોતે સતત શિકારે જવું જોઈએ અને એમ કરીને પોતાના શરીરને કષ્ટનો મહાવરો આપવો જોઈએ. વળી તે દરમ્યાન એણે ભૂમિનો પ્રકાર જાણી લેવો જોઈએ, પર્વતો કેવા સીધાં ચઢાણવાળા છે, ખીણપ્રદેશો કેવી રીતે વિશાળ બનતા આવે છે, ક્યાં ક્યાં મેદાનો આવેલાં છે, વળી નદીઓ અને ભેજવાળી જમીનની પ્રકૃતિ કેવી છે તે બધું સમજી લેવું જોઈએ. આ બધાની બાબતમાં એણે ખૂબ ખૂબ ધ્યાન આપવું જોઈએ. આ જ્ઞાન બે રીતે ઉપયોગી છે. પહેલું તો એથી પોતાના દેશનો પરિચય સધાય છે અને તેનું રક્ષણ શી રીતે થઈ શકે તે વધારે સારી રીતે સમજી શકાય છે. આ પછી એક વિસ્તારને અંગે જે જ્ઞાન અને અનુભવ સંપાદન કર્યાં હોય તેની મદદથી બીજા જે કોઈ વિસ્તારનું નિરીક્ષણ કરવાની જરૂર પડે તેને સહેલાઈથી સમજી લેવાય છે. જેમકે ટસ્કેનીની અને બીજા પ્રાંતની ટેકરીઓ અને ખીણો તેમજ મેદાનો અને નદીઓમાં અમુક પ્રકારનું મળતાપણું અવશ્ય હોય જ. આમ એક પ્રદેશની પ્રાકૃતિક રચનાના જ્ઞાન વડે બીજા પ્રદેશના પ્રાકૃતિક રચનાનું જ્ઞાન આસાનીથી મળી રહે છે. અને જે રાજવીમાં આ કૌશલનો અભાવ હોય તેનામાં નેતા-ગીરીનાં આવશ્યક લક્ષણોની ખામી છે એમ સમજવું, કેમકે આ જ વસ્તુ દુશ્મનને કેમ શોધી કાઢવો, કેવી રીતે થાણાં કબજે કરવાં, સૈન્યને કેમ દોરવું, યુદ્ધની વ્યૂહરચના કેવી રીતે યોજવી અને શી રીતે નગરને સફળપણે ઘેરો ઘાલવો તે એને શીખવે છે.

એકીઈના રાજવી ફિલોપીમેન ઉપર જે લેખકો વારી ગયા છે તેનું એક કારણ એ છે કે શાંતિકાળમાં યુદ્ધની વ્યૂહરચના સિવાય બીજો કશો વિચાર એ કરતો નહીં અને જ્યારે પોતાના મિત્રો સાથે પોતાના પ્રદેશમાં વિચરતો હોય ત્યારે વારંવાર વાટમાં થોભી જઈને તેમને એ પૂછતો : પેલી ટેકરી ઉપર દુશ્મનો હોય અને આપણી સેના સાથે આપણે આ સ્થાને હોઈએ તો પરિ-સ્થિતિ એમાંથી કોના લાભમાં ઊતરે ? આપણી વ્યવસ્થા જાળવી રાખીને આપણે દુશ્મનો પાસે કેવી રીતે સહીસલામત પહોંચી શકીએ ? આપણે પાછા

વળી જવું હોય તો આપણે એનો કેવી રીતે પીછો પકડવો જોઇએ? અને રસ્તો કાપતાં કાપતાં લશ્કર માટે ઊભી થનારી બધી આકસ્મિકતાઓ સંબંધી તેમની આગળ પ્રશ્નો ઉપસ્થિત કરતો, તેમના અભિપ્રાયો સાંભળતો, પોતાના અભિપ્રાયો જણાવતો અને દલીલોથી તેમનું સમર્થન કરતો, અને પાડ માનો આ નિત્યના ચિંતનમનનનો કે લશ્કરને ખરેખર દોરતી વખતે એવો એક પણ પ્રસંગ ઉપજવા પામ્યો નહોતો જેને માટે એની તૈયારી નહોતી.

પરંતુ મનની તાલીમ માટે રાજવીએ ઇતિહાસનું સેવન કરવું જોઇએ અને સુવિખ્યાત નરોનાં પરાક્રમોનો અભ્યાસ કરવો જોઇએ, યુદ્ધમાં તેઓ કેમ પ્રવર્તતા તે સમજવું જોઇએ, એમના જય તેમજ પરાજયનાં કારણોની તલાશ કરવી જોઇએ જેથી જયનાં કારણોનું અનુસરણ થઇ શકે અને પરાજયના કારણોનું નિવારણ થઇ શકે. આ સર્વ ઉપરાંત ભૂતકાળમાં કેટલાક પુરુષોએ કર્યું હતું તેવું તેમણે પણ કરવું જોઇએ આ પુરુષોએ એવા કોઇનું ને કોઇનું અનુકરણ કર્યું હતું. ઉચ્ચ પ્રશંસા અને કીર્તિને વરેલા હોય, એવાનાં કાર્યો અને વ્યવહારોને હંમેશા તેમણે આદર્શ તરીકે પોતાની નજર સમક્ષ રાખ્યા હતા. એમ કહેવાય છે કે મહાન સિકંદરે એકિલીઝનો, સીઝરે સિકંદરનો અને સિપિયોએ સાઇરસનો આદર્શ નજર સમક્ષ રાખ્યો હતો. અને સાઇરસનું ઝેનોફોએ આલેખેલું જીવનચરિત્ર જે કોઇ વાંચશે તેને શીપિયોએ પોતાના જીવનમાં સાઇરસનું કેવું ઉત્કૃષ્ટ અનુકરણ કર્યું હતું તે સમજાશે અને સાઇરસના ઝેનોફોએ વર્ણવેલી શીલ, અમળતાવડાપણું, માનવતા અને ઉદારતા આદિ ગુણોની બરાબરી શીપિયોએ કેવી કરી હતી તે પણ સમજાશે.

શાણા રાજવીએ આવી પદ્ધતિઓને અનુસરવું જોઇએ અને શાંતિકાળમાં સુદ્ધાં કદી પ્રમાદ નહીં સેવવો જોઇએ પરંતુ ઉદ્યમથી એ સમયનો સદુપયોગ કરવો જોઇએ જેથી નસીબ પલટાય ત્યારે પોતાના ઘા ઝીલવાને અને આપત્તિમાં પણ ટકી રહેવાને એ તૈયાર છે એમ ખુદ નસીબને સમજાય.

## પ્રકરણ : ૧૫

## જે બાબતો માટે માણસોની, અને વિશેષે કરીને રાજવીઓની સ્તુતિ અથવા નિંદા થાય છે તેને વિશે

હવે, રાજવીને માટે તેના પ્રજાજનો અને મિત્રોની બાબતમાં કેવી પદ્ધતિઓ અને નિયમો છે એટલું જોવાનું રહે છે. અનેકોએ આ વિશે લખેલું છે એ હું જાણતો હોવાથી હું એ વિશે લખું તે ધૃષ્ટતામાં ખપશે એવો મને ભય છે કેમકે બીજાઓના કરતાં મારા અભિપ્રાયો, ખાસ કરીને આ વિષયમાં, જુદા પડે છે પરંતુ સુજ્ઞોને ઉપયોગી થઈ પડે એવું જ લખવાનો મારો આશય વસ્તુની કલ્પના કરતાં તેના સત્ય સુધી પહોંચવું એ મને વધારે યોગ્ય લાગે છે. ઘણાઓએ એવાં પ્રજાસત્તાકો અને એવાં રાજ્યો કલ્પેલાં છે જે વાસ્તવિક અસ્તિત્વ ધરાવતાં હોવાનું કોઈએ જોયું જાણ્યું નથી. કેમકે આપણે જે રીતે જીવીએ છીએ તેની અને આપણે જે રીતે જીવવું જોઈએ તેની વચ્ચે એટલું બધું અંતર હોય છે કે જે થવું જોઈએ તેને ખાતર જે થતું હોય તેને જતું કરનારને પોતાના જતનને બદલે પોતાનું પતન કેમ નોતરવું તેનું શિક્ષણ મળશે. ભલાઈનો ધંધો લઈને બેસવા માગતો હોય તેને બૂરાઓની બહુમતિની વચ્ચે જીવતાં હરેક બાબતમાં અવશ્ય પસ્તાવાનો વખત આવશે, એટલે પોતાનું સ્થાન જાળવવાની ઇચ્છા ધરાવનાર રાજવીએ શી રીતે ભલા ન થવું તે શીખી લેવું, તેમ જ એ જ્ઞાન વાપરવું કે ન વાપરવું તેનો પ્રત્યેક પ્રસંગની જરૂરિયાત મુજબ વિવેક કરવો, આવશ્યક છે.

એટલે કાલ્પનિક રાજવી સાથે નિસ્બત ધરાવતી બાબતોને બાજુ પર મૂકીને અને જે વાસ્તવિક છે તેનો ખપ કરીને હું એમ સ્થાપિત કરું છું કે બધા માણસો અને વિશેષે કરીને રાજવીઓ, જે વધારે ઊંચી કક્ષાએ મુકાયેલા છે, તેઓ કેટલાંક લક્ષણો માટે પંકાયેલા હોય છે, જે તેમને સ્તુતિ કે નિંદા રળાવી આપે છે એટલે એક ઉદારમાં ખપે છે તો બીજો misero અર્થાત્ કૃપણ કહેતાં કંજૂસમાં ખપે છે (હું ટસ્કન શબ્દ વાપરું છું કેમકે આપણી ભાષામાં avaro શબ્દનો અર્થ હજી પણ લોભવૃત્તિથી સંગ્રહ કરનાર માટે વપરાય છે અને misero તો જે પોતાના ધન સંગ્રહનો કમને ઉપયોગ કરે છે

તેને માટે વપરાય છે.) એક છૂટથી આપવાવાળો છે, બીજો લોભી છે; એક ક્રુર છે, બીજો દયાળુ છે; એક બોલીને ફરી જનારો વચનદ્રોહી છે, બીજો બોલ્યું પાળનારો ભરોંસાદાર છે; એક બીકણ બાયલો છે, બીજો ઝનૂની અને ગુસ્સા- વાળો છે; એક વિનીત છે, બીજો ઉદ્ધત છે; એક વિષયલોલુપ છે, બીજો પવિત્ર છે; એક નિંખાલસ છે, બીજો ખંધો છે; એક મૃદુ છે, બીજો કોમળ છે; એક ગંભીર છે, બીજો ઉચ્છખલ છે; એક ધાર્મિક છે, બીજો નાસ્તિક છે વગેરે;.

હું જાણું છું કે બધા એમ કહેવાના કે ઉપર વર્ણવેલાં ગુણલક્ષણો પૈકી સારાં સારાં સઘળાં લક્ષણો રાજવી ધરાવે તો તે ઘણું સ્તુત્ય લેખાશે. પણ એ બધાં સારાં સારાં લક્ષણો ધરાવવાનું કે પાળવાનું શક્ય જ નથી. માનવ પરિ- સ્થિતિ એમ થવા દે એમ નથી, તેથી રાજ્ય ખોવરાવે એવા દુર્ગુણોની બાબતમાં પોતાની નિંદા ન થાય એટલું સંભાળી લેવા જેટલો શાણો રાજવી હોવો જોઇએ. વળી જો શક્ય હોય તો રાજ્ય પોતાને ન ગુમાવે તેવા દુર્ગુણો પરત્વે પણ એણે જાગૃત રહેવું જોઇએ. પણ એમ કરવાનું એનાથી બને એમ ન હોય તો ઝીણો વિવેક જતો કરીને પણ આ દુર્ગુણોનું સેવન એ કરી શકે. તેમ છતાં જે દુર્ગુણો વિના રાજ્યને ઉગારવું મુશ્કેલ હોય તે સંબંધી નિંદા વહોરી લેવી પડે તો પણ ફિકર રાખવાની જરૂર નથી કેમકે જો યથાર્થરીતે વિચારીશું તો સમજાશે કે કેટલીક વસ્તુઓ જે સદ્દગુણોરૂપે ભાસે છે તેમને અનુસરવા જતા તે વિનાશને આરે દોરી જાય છે જ્યારે બીજી કેટલીક વસ્તુઓ જે દુર્ગુણોરૂપે ભાસે છે તે આપણી સુરક્ષિતતા અને સ્વાસ્થ્યમાં પરિણમે છે.

## પ્રકરણ : ૧૬

## ઉદારતા અને કૃપણતા વિશે

હવે ઉપર જણાવેલા ગુણલક્ષણોમાંના પહેલાં ગુણલક્ષણોથી શરૂઆત કરતાં મારે એમ જણાવવાનું છે કે ઉદારમાં ખપવું એ સારું છે; તેમ છતાં દુનિયા જેને ઉદારતા માને છે તે તમને હાનિ પહોંચાડશે કેમકે સદ્ભાવ અને ઔચિત્ય-પૂર્વક ઉદારતાનો વિનિયોગ થતો હશે તો લોકો એ જાણશે નહીં અને એની વિરુદ્ધના દુર્ગુણ માટેની અપકીર્તિ તમે વહોરશો. હવે લોકોમાં જેને ઉદારતા માટે એને ખ્યાતિ મેળવવાની ઇચ્છા હોય તેને લખલૂટ ખર્ચના આડંબરનો એક પણ પ્રસંગ જતો કરવો પરવડે નહીં અને તેય એટલી હદ સુધી કે આવી ખાસિયતવાળો રાજવી આ રીતે પોતાની સમગ્ર સમૃદ્ધિ વેડફી નાખવાનો અને છતાં ઉદારતા માટેની પોતાની ખ્યાતિને એ નભાવી રાખવા માગતો હોય તો અંતે જતા એને લોકો ઉપર ભારે કરવેરા નાખવાની, બળજબરીથી ધન કઢાવવાની અને નાણું મેળવવા માટે હજાર વાનાં કરવાની એને ફરજ પડવાની. પરિણામે પ્રજા એને ધિક્કારતી થવાની અને પોતે નિર્ધન બની ગયો હોવાથી એનો વક્કર નહીં રહેવાનો. આમ પોતાની ઉદારતાથી ઘણાને હાનિ પહોંચાડ્યા પછી અને થોડાકને જ લાભ કરી આપ્યા પછી જરાક શા ઉત્પાતોનો પહેલો જ પ્રસંગ ઊભો થતાં એને બરાબરની ખબર પડી જવાની અને તમામ પ્રકારનાં સંકટો એને ઘેરી વળવાનાં. હવે આ વસ્તુસ્થિતિને એ એ પ્રમાણે અને અંતે પોતાની પદ્ધતિ બદલાવે તો તરત જ એ કંજૂસાઈનો આક્ષેપ વહોરી લેવાનો.

એટલે પોતાનો ઔદાર્યગુણ લોકપ્રસિદ્ધ થઈ જતાં જોખમ વહોર્યા વિના રાજવી એ આચરી શકવાનો નહીં. તેથી પોતે શાણો હોય તો ચિંગૂસ કહેવડાવવામાં એણે નાનમ અનુભવવી જોઈએ નહીં. સમય જતાં જ્યારે લોકો જોશે કે એની ત્રેવડથી મહેસૂલી આવક પૂરતી થાય છે, એની ઉપર ત્રાટકનારાઓ સામે એ અડીખમ ઊભો રહી શકે એમ છે, અને લોકો પરનો ભાર વધાર્યા વિના એ નવાં સાહસો હાથ ધરી શકે એમ છે, ત્યારે લોકો એને ઉદાર ગણવાના જ છે. અર્થાત્ જેમની પાસેથી એ કશું પડાવતો નથી તે ઘણા પ્રત્યે એ ઉદાર છે અને તેવાઓ અગણિત હોય છે, પણ એ જેમને કશું આપતો નથી

તેમને માટે એ ચિંગૂસ છે અને તેવા ગણતર હોય છે. આપણા સમયમાં કંજૂસ ગણાનારા સિવાય કોઇએ મોટા પરાક્રમો કર્યાં જાણ્યાં નથી. એમના સિવાયના ધંધા સાફ થઈ ગયા છે. પોપની પદવી પ્રાપ્ત કરવા માટે પોપ જૂલિયસ બીજાએ ઉદારતા માટેની નામના મેળવીને તે પૂરી વટાવી હતી તથાપિ યુદ્ધો જગવવાને શક્તિમાન થવાય તે સારું, એણે એ નામના ટકાવી રાખવાની પરવા કરી નહોતી. ફ્રાંસના હાલના રાજાએ અસાધારણ કરવેરા નાખ્યા વિના આટલા બધા સંગ્રામો ખેલ્યા છે એનું કારણ એ છે કે લાંબા સમય સુધી એણે કરેલી કરકસરમાં એ વધારાના ખર્ચા સમાવી લેવાયા છે. સ્પેનનો હાલનો રાજા જો ઉદારમાં ખપ્યો હોત તો આટલાં બધાં યુદ્ધો એ ખેડી શક્યો ન હોત અને આટલાં બધાં પરાક્રમોમાં એને સફળતા પ્રાપ્ત થઈ શકી ન હોત.

એટલે રાજવી જો પોતાની રૈયતને લૂંટવા ચાહતો ન હોય, આત્મ-રક્ષણ કાજેનું સામર્થ્ય ખીલવવા માગતો હોય, દરિદ્ર અને તિરસ્કરણીય બનવામાંથી ઊગરવા માગતો હોય અને પારકાના ધન ઉપર ડોળો ફરકાવવો પડે તેવું કરવા માગતો ન હોય તો કંજૂસ તરીકેની નામનાની એણે લગીરે પરવા કરવી ન જોઇએ. આ કૃપણતા એ રાજ્ય કરવાનું સામર્થ્ય બક્ષનારા દુર્ગુણોમાંનો એક છે. જો એમ કહેવામાં આવે કે સીઝરે ઉદારતાને લીધે સામ્રાજ્ય મેળવ્યું હતું અને બીજા અનેકો ઉદાર બનવાથી અથવા ઉદારમાં ખપવાથી સર્વોચ્ચપદે પહોંચ્યા હતા, તો મારો જવાબ એટલો જ છે કે કાં તો તમે રાજવીપદ પ્રાપ્ત કરી ચૂક્યા છો અથવા પ્રાપ્ત કરવાની તૈયારીમાં છો. પહેલા દાખલામાં આ ઉદારતા નુકસાનકારક છે, પણ બીજા દાખલામાં ઉદાર ખપવું અવશ્ય જરૂરનું છે. રોમન સામ્રાજ્ય ઉપર આધિપત્ય પ્રાપ્ત કરવાની આકાંક્ષા સેવનારાઓ પૈકી સીઝર એકે હતો, પણ આધિપત્ય મેળવ્યા પછી પણ એ જીવ્યો હોત અને પોતાનો ખર્ચો ઘટાડ્યો ન હોત તો એ સામ્રાજ્યનો વિનાશ પણ એને હાથેજ થયો હોત. આનો જવાબ કોઈ એમ આપીશ કે એવા ઘણા રાજવીઓ થઈ ગયા જેમને પોતાનાં સૈન્યોની મદદથી મોટાં પરાક્રમો કર્યાં છે અને છતાં તેઓ છે અતિશય ઉદાર ગણાયા છે, તો હું વળતો જવાબ એમ આપીશ કે, રાજવી કાં તો પોતાની અને પોતાની પ્રજાની સંપત્તિ વાપરી શકે અથવા તો પારકાની સંપત્તિ વાપરી શકે. પહેલા દાખલામાં એણે મૂઠીબંધ રહેવું જોઇએ પણ બીજા દાખલામાં એણે અતિ ઉદાર થવામાં પાછી પાની કરવી જોઇએ નહીં. જે રાજવી સૈન્ય સાથે કૂચ કરી રહ્યો હોય અને લૂંટ, રંજાડ અને બાનથી જે નિર્વાહ કરી રહ્યો હોય, વળી જે પરાયા ધન સાથે પ્રસંગ પાડી રહ્યો હોય તેણે

ઉદાર થવું અત્યંત જરૂરનું છે, કેમકે તે વિના તેના સૈનિકો એને પગલે પળશે નહીં. અને જે સંપત્તિ તમારી કે તમારી પ્રજાની નથી તેની બાબતમાં તમે થવાય તેટલા ઉદાર થઈ શકો છો, જેમ સાયરસ, સીઝર અને સિકંદર થયા હતા; કેમકે પારકું ધન ખરચી નાખવાથી તમારી પ્રતિષ્ઠા ઘટતી નથી બલકે વધે છે. માત્ર તમારી પોતાની સમૃદ્ધિ તમે ખરચી નાખો ત્યારે તમને હાનિ પહોંચશે. ઉદારતાના જેવી આત્મનાશક બીજી એકે વસ્તુ નથી કેમકે એના પ્રયોગથી એ પ્રયોજવાની શક્તિ તમે ગુમાવતા જાઓ છો અને કાં તો દરિદ્ર અથવા ઘૃણાપાત્ર બનો છો. વળી દરિદ્રતાથી ભાગી છૂટવાનું કરો તો ઓળવનારા તરીકે વગોવાઓ છો.

અને જે બધી બાબતોમાં રાજવીએ ખાસ સાવધાની રાખવાની છે તેમાં સૌથી અગત્યની બાબત ઘૃણા અને નિંદાની છે. પણ ઉદારતા તમને આ બેમાંથી એક પરિસ્થિતિનો અવશ્ય ભેટો કરાવશે. એટલે ચિંગૂસની તિરસ્કાર-રહિત નામના સારી પણ ઘૃણા અને અપકીર્તિ બેઉ અવશ્ય સરજનારી ઓળવનાર તરીકેની નામના ખોટી.

## પ્રકરણ :૧૭

## દયા અને નિર્દયતા વિશે તેમજ પ્રેમ સંપાદન કરવો અને ભય લગાડવો તેમાં શું વધારે સારું તેને વિશે

ઉપર નિર્દેશેલાં બીજા ગુણ લક્ષણોની તરફ હવે વળીએ. એ સંબંધમાં મારે એટલું કહેવાનું છે કે પ્રત્યેક રાજવીએ નિર્દય નહીં પણ સદયમા ખપવાની ઇચ્છા સેવવી જોઈએ. તેમ છતાં દયાપૂર્ણતાનો દુરુપયોગ ન થાય તે વિશે તેણે સાવધ રહેવું જોઈએ. સિઝેર બોર્જિયા નિર્દય ગણાતો હતો પણ એની નિર્દયતા એ રોમાગ્નામાં વ્યવસ્થા આણી હતી. એની અખંડતા સરજી હતી અને એમાં શાંતિ અને વફાદારી પ્રસાર્યાં હતાં. જો આને આપણે સારું ગણતા હોઈએ તો સમજાશે કે ઘાતકીનું કલંક ચોંટે નહીં માટે પિસ્ટોઈઆનો નાશ થવા દેનાર ફ્લોરેન્ટાઇનો કરતાં એ ઘણો વધારે દયાળુ હતો. એટલે પોતાની પ્રજાને સુસંગઠિત અને વફાદાર રાખવા માટે ઘાતકીપણાનો આક્ષેપ વહોરવામાં રાજવીએ ખમચાવું જોઈએ નહીં, કેમકે અતિશય કૂણાપણાને લીધે જેમણે અનવસ્થા તેમજ એમાંથી પ્રગટતાં રક્તપાત અને લૂંટફાટને અવકાશ કરી આપ્યો હોય તેમના કરતાં એ વધારે દયાળુ છે એમ થોડોક પરચો મળ્યા પછી સમજાશે. કેમકે અનવસ્થા આખા સમુદાયને હાનિ પહોંચાડે છે, જ્યારે રાજવીએ કરેલી હત્યા ફક્ત થોડીક વ્યક્તિઓને હાનિ પહોચાડે છે. તેમાંય સૌ રાજવીઓમાં નવો થનાર રાજવી ક્રૂરતા વિશેની નામના મેળવવામાંથી છટકી જ ન શકે. કેમકે નવા રાજ્યો હમેશાં જોખમોથી ભરેલાં હોય છે. તેથી તો વર્જિલે કાર્થેજની રાણી ડિડોની પાસે ઉચ્ચારાવ્યું છે કે,

"પરિસ્થિતિની વિષમતા અને રાજ્યની નવીનતા આવી યોજનાઓ ઘડવાની અને સશસ્ત્ર સૈન્ય દ્વારા વિશાળ સરહદોને સંરક્ષવાની મને ફરજ પાડે છે."

તેમ છતાં કશું પણ માની લેવામાં અને આચરવામાં રાજવીએ સાવધ રહેવું જોઈએ, પોતાનો પડછાયો ભાળીને ફફડી જવું ના જોઇએ અને કાળજું ટાઢું રાખીને ડહાપણ અને સુજનતાથી વર્તવું જોઈએ, જેથી અતિવિશ્વાસ એને

અસાવધ ન બનાવે અને અવિશ્વાસનો અતિશય ભાવ એને અસહિષ્ણુ ન બનાવે.

આમાંથી આ પ્રશ્ન ઉદ્ભવે છે કે, શું વધારે સારું ? ભય ઉપજાવવા કરતાં પ્રેમ સંપાદન કરવો તે, કે પછી પ્રેમ સંપાદન કરવા કરતાં ભય ઉપજાવવો તે ? ઉત્તર એ છે કે રાજવીએ પોતા વિશે ભય અને પ્રીતિ ઉભય ઉત્પન્ન કરવાં જોઈએ. પણ આ બંને ભાગ્યે જ ભેગાં જોવા મળે છે એટલે એમાંથી એકનો અભાવ રહેવાનો જ હોય તો પ્રેમ સંપાદન કરવા કરતાં ધાક પ્રસારવામાં ઘણી વધારે સલામતી છે, કેમકે માણસ જાત વિશે એટલું એમ કહી શકાય કે તે આપ તેનું ખોદે એવી, બોલ્યે ફરી, ભીરુ, ભય દેખીને ભાગી જનારી અને લાભ દેખે ત્યાં દોડી જનારી હોય છે. જ્યાં સુધી તમે એને લાભ કરી આપો ત્યાં સુધી એ કેવળ તમારી; જ્યારે કસોટીની ઘડી આઘી હશે ત્યારે એ તમારે માટે જીવ કાઢી આપવા અને ઘરબાર છૈયાં છોકરાં સમેત સર્વસ્વનું સમર્પણ કરવા તત્પર થશે. પણ જેવી એ ઘડી પાસે આવી કે તરત જ સામે થઈ જશે. અને જે રાજવીએ એમના શબ્દો ઉપર ભરોસો રાખવા ઉપરાંત બીજી કશી તૈયારી નહીં કરી હોય તે ઉખડી જશે; કેમકે જે મૈત્રી મહત્તા અને આભિજાત્યથી નહીં પણ સોદો કરીને મેળવી હોય છે તે ખરીદી શકાય છે ખરી પણ સાચવી શકાતી નથી અને સમય પર તમને સાથ પણ દેતી નથી. વળી ડારો દેખાડનાર કરતાં પ્રેમભાવ પ્રગટાવનારની વિરુદ્ધ વર્તન કરતાં માણસોને ઓછી ગડભાંજ થાય છે, કેમકે પ્રેમને ઉપકારની ગાંઠ હોય છે અને માણસો સ્વાર્થી હોવાથી પોતાનો સ્વાર્થ સાધવાનો હોય ત્યારે તેને તોડી નાખે છે; જ્યારે ધાક દંડભયમાંથી પરિણમતો હોવાની એ કદી નિષ્ફળ જતો નથી.

તેમ છતાં રાજવીએ ધાક પણ એવી રીતે બેસાડવો ઘટે કે જેથી પ્રેમ સંપાદન ન થઈ શકે ત્યારે પણ પોતાને વિશે તિરસ્કાર પેદા કરવાનું ટાળી શકાય, કેમકે તિરસ્કારનો અભાવ અને ભય એ બે રૂડી પેરે ભેગાં વિચારી શકે છે, અને જે રાજવી નાગરિકોની તેમજ સામાન્ય પ્રજાની સંપત્તિ ઉપર અને તેમના સ્ત્રીવર્ગ ઉપર કુદૃષ્ટિ નહીં કરતો હોય તેને માટે એ બેઉ વાનાં હંમેશાં સાધ્ય હોય છે વળી જ્યારે કોઈનો પ્રાણ હરવાની એને ફરજ પડે ત્યારે પણ પૂરેપૂરું વાજબી અને ઊડીને આંખે વળગે એવું કારણ હોય ત્યારે જ તેમ કરે પણ આ કરતાં ય વિશેષ, બીજાની સંપતિ હરી લેવાનું તો એ અવશ્ય ટાળે કેમકે બાપ દાદાનો વારસો ગુમાવ્યો હોય તે કરતા બાપનું અવસાન થયું હોય

તેને વધારે સહેલાઈથી વિસરી જઈ શકાય છે, ત્યારે પણ યાદ રાખવાનું છે કે મિલકત આંચકી લેવાનાં બહાનાંની કદી ખોટ પડતી નથી. અને જેણે લૂંટ ઉપર ગુજારો કરવા માંડયો હોય તેને બીજાનું ધન હરી લેવાનું કોઈને કોઈ કારણ તો મળી રહેતું જ હોય છે, જયારે પ્રાણ હરવાનાં કારણો વધારે વિરલ અને તરલ હોય છે.

પણ જયારે રાજવી પાસે એવું પોતાનું સૈન્ય હોય અને સંખ્યાબંધ સૈનિકો એના અંકુશ હેઠળ હોય ત્યારે ઘાતકીમાં ખપવાની એ બિલકુલ પરવા રાખે એ ખૂબ જરૂરનું છે કેમકે આ પ્રકારની ખ્યાતિ વિના પોતાના સૈન્યને સુસંગઠિત અને કર્તવ્યપરાયણ રાખી શકશે નહિ. હેનિબાલનાં નોંધપાત્ર કાર્યોમાં પણ ગણવાય છે અને તે એમ કહીને કે એની પાસે જો કે દેશદેશના માણસોનું બનેલું અને પરદેશોમાં લડતું પ્રચંડ સૈન્ય હતું તો પણ સૈન્યની અંદર કે રાજવીની સામે, સારી કે માઠી કોઈ પણ પરિસ્થિતિમાં, ફિતુરનો એક પણ પ્રસંગ ઊભો થયો ન હતો. એની અમાનુષી સિવાય આનું બીજું કોઈ કારણ સંભવી શકતું નથી. એના બીજા અસંખ્ય ગુણોમાં આ ગુણ ભળવાથી એના સૈનિકોની નજરમાં એ કાયમ આદરણીય અને ભયંકર બની રહ્યો હતો. આના વિના એના બીજા સદ્ગુણો આવું પરિણામ સાધવા માટે પર્યાપ્ત ન થાત. અવિચારી લેખકો એક પક્ષે એનાં કાર્યોને વખાણતા હોય છે અને બીજે પક્ષે એ સર્વના મુખ્ય કારણ ને જ વગોવતા હોય છે.

અને તેના બીજા સદ્ગુણો પર્યાપ્ત ન જ થાત તે સીપિયો (જે પોતાના સમય પૂરતો જ નહીં પણ યાદદાસ્ત ટકી રહે ત્યાં સુધીના બધા સમય પૂરતો મશહૂર છે,) તેનો દાખલો જોતાં સમજાછે. એના સૈન્યે એની સામે સ્પેનમાં બળવો કર્યો તેમાં લશ્કરી શિસ્તને અનુરૂપ હોય તે કરતાં વધારે છૂટ ભોગવવાં દેનારી એની બેહદ ભલમનસાઈ જ કારણભૂત હતી. ફેબિયસ મેક્સિમસે ભર સેનેટમાં આ માટે એના પર લ્યાનત વરસાવી હતી અને રોમન લશ્કરને બગાડનાર તરીકે એને વર્ણવ્યો હતો. સિપિઓના એક અફસરને હાથે લોક્રીનો વિનાશ થયો હતો છતાં એનું વેર તો ન જ લેવાયું પણ સિપિયોના લહેરી સ્વભાવને કારણે એ અફસરને એની ઉદ્ધતાઈ માટે સજા પણ ન થઈ. તે એટલે સુધી કે સેનેટમા એનો બચાવ કરવા માગનારાથી સુદ્ધાં એમ કહેવાઈ ગયું કે આવા અનેક માણસો હોય છે જેમને બીજાઓની ભૂલો સુધારવા કરતાં પોતે ભૂલ ન કરવી એટલું જ આવડતું હોય છે. જો સિપિયો સામ્રાજયના શાસન હેઠળ આ સ્વભાવને વળગી રહ્યો હોત તો સમય જતા એની કીર્તિ અને

## પ્રકરણ : ૧૮

## કેવી રીતે રાજવીઓએ ઇમાનદાર થવું તેને વિશે

રાજવીની બાબતમાં બંધાઈ નહીં પણ ઈમાનદારી અને પ્રામાણિકતા કેટલાં બધા પ્રશંસાપાત્ર છે તે હરકોઈ જાણે છે. તેમ છતાં આપણા જમાનાનો અનુભવ એમ દર્શાવે છે કે જેમને ઇમાન માટે જરાયે પડી નહોતી અને જેમણે પકકાઈથી લોકોની બુદ્ધિ ગૂંચવી નાખીને નિષ્ઠાને પોતાની આધારશિલા ગણીને ચાલનારાઓને અંતે પોતાના કરી લીધા હતા તેવા રાજવીઓએ મોટાં પરાક્રમો કરેલાં છે.

હવે તમારે સમજી લેવું જોઈએ કે લડવાની રીતો બે છે : એક કાયદાની અને બીજી બળ વાપરવાની; પહેલી રીત માણસની છે અને બીજી પશુની છે; પણ પહેલી રીત ઘણીવાર પૂરી કાર્યસાધક નીવડતી નથી તેથી બીજીનો આશ્રય લેવો પડે છે. એટલે રાજવીએ મનુષ્ય અને પશુ ઉભયનો કેમ ઉપયોગ કરવો તે બરાબર શીખી લેવું જરૂરનું છે. રાજવીઓને પ્રાચીન લેખકોએ પ્રચ્છન્ન રીતે આ જ્ઞાન આપ્યું હતું. કેવી રીતે એકિલીસ અને બીજા પ્રાચીન રાજવીઓને પશુમાનવ (સેન્ટોર) પાસે એની શિસ્ત હેઠળ ભણવા અને મોટા થવા મોકલી આપવામાં આવ્યા હતા તેનું આ લેખકો વર્ણન કરે છે; અર્ધપશુ અર્ધમાનવ એવા શિક્ષકની દૃષ્ટાંત કથા આ બંને પ્રકૃતિઓનો ઉપયોગ કેવી રીતે કરવો અને એકના વિના બીજી કેમ નભી શકે તેમ નથી તે સુચવવા યોજાયેલી છે.

એટલે પશુની રીતે કેમ વર્તવું તે જાણવાનું જેને માટે અનિવાર્ય છે તેવા રાજવીએ અનુકરણ શિયાળ અને સિંહનું કરવું જોઈએ, કેમકે ફાંસલાની સામે સિંહ આત્મરક્ષણ કરી શકતો નથી અને વરુઓની સામે શિયાળ બચાવ કરી શકતું નથી. એટલે ફાંસલો કયાં નાખેલો છે તે સમજવા માટે શિયાળ થવું જરૂરનું છે. અને વરુઓને ડરાવી કાઢવા માટે સિંહ થવું જરૂરનું છે. જેઓ માત્ર સિંહ થવા માગે છે તેમનામાં આ સમજનો અભાવ છે. એટલે પોતાના હિતને આંચ આવે એમ હોય અને જે કારણોસર પોતે વચનથી બંધાયો

હોય તે કારણો રહ્યાં જ ન હોય ત્યારે ડાહ્યા રાજવીએ વચન પાળવું ઘટતું નથી. જો બધા જ માણસો ભલા હોય તો આ સારી શીખામણ ન કહેવાય. પણ એ બૂરા હોય છે અને તમને આપેલો વિશ્વાસ પાળે એવા હોતા નથી એટલે એમને આપેલો વિશ્વાસ પાળવાને તમે બંધાયેલા નથી. અને આપેલા વચન પરિપૂર્ણ નહીં કરવા માટે રૂપાળાં બહાનાં રજૂ કરવાની જે રાજવીને ઇચ્છા હોય તેને કદી વાજબી કારણોનો તોટો પડ્યો જાણ્યો નથી.

આધુનિક સમયમાંથી જ આનાં અગણિત દૃષ્ટાંતો પૂરાં પાડી શકાય એમ છે તેમજ રાજવીઓની બેઇમાનીથી કેટલી બધી સુલેહો તૂટી છે, કેટલાં બધાં વચનો નિરર્થક પુરવાર થયા છે તે દર્શાવી શકાય એમ છે. આમાં જેઓ શિયાળનું અનુકરણ સારામાં સારું કરી શકાય છે તેમને ઉત્તમોત્તમ સફળતા પ્રાપ્ત થઇ છે.

પણ આ સ્વરૂપ છુપાવી રાખવાની અને મહા ઢોંગી અને દંભી થવાની આવડત હોવી પણ ખૂબ જરૂરની છે. અને માણસો એવા ભોળા અને પોતાની ચાલુ જરૂરિયાતો સાધવાને એવા તત્પર હોય છે કે જે ઠગવા માગતો હોય તેમને ઠગનારા મળી જ રહે છે.

આનું એક જ આધુનિક દૃષ્ટાંત હું ટાંકીશ. એલેકઝાંડર છઠ્ઠાએ લોકોને ઠગવા સિવાય બીજું કંઈ જ કર્યું નથી. એ બીજા કશાનો વિચાર જ મનમાં લાવતો નહીં અને ઠગવા માટેના પ્રસંગો પણ એને ઘણા મળી રહેતા. ખાતરીઓ આપવામાં અથવા સોગંદ ઉપર પોતાની વાત ઠસાવવામાં એના જેવો ઉસ્તાદ મેં બીજો જોયો નથી અને આપેલી ખાતરીઓ અને વચનોનું ઓછામાં ઓછું પાલન કરનારો પણ બીજો જોયો નથી. તેમ છતાં એ હંમેશાં પોતાની છેતરપીંડીમાં સફળ થતો હતો કેમકે વસ્તુસ્થિતિનું ઉપર કહેલું સ્વરૂપ તેણે પિછાની લીધું હતું.

એટલે અગાઉ જે ગણાવાયાં છે તે બધાં ગુણ લક્ષણો ખરેખર ધરાવવાં તે રાજવીને માટે જરૂરનું નથી પણ તે એ ધરાવે છે એવો દેખાવ કરવો એ જરૂરનું છે. આગળ વધીને ધૃષ્ટતા પૂર્વક હું એમ પણ કહીશ કે એ હંમેશાં ધરાવવા અને પાળવા એ જોખમકારક છે, પણ એ ધરાવતા હોવાનો આભાસ રચવો તે ઉપયોગી છે. આમ દયાળુ, ઇમાનદાર, સંસ્કારી, સંનિષ્ઠ, ધર્મ-પરાયણ દેખાવું, અને હોવું પણ, એ ઠીક છે, પણ તમારું મન એટલું સજ્જ રહેવું જોઈએ કે એથી અન્યથા થવું જરૂરનું હોય ત્યારે એથી વિરુદ્ધના—ગુણ-

લક્ષણ ભાગી તરત જ ચાલ્યા જઈ શકો. અને આ બરાબર સમજવું જોઈએ કે રાજવી, તેમાંય વિશેષે કરીને નવો રાજવી, જે વસ્તુઓ માણસો માટે સારી મનાઈ છે તે બધાંનું અનુસરણ કરી શકે જ નહીં, કેમકે રાજ્યને ટકાવી રાખવા વાસ્તે એને વારંવાર ઇમાનદારી, ઉદારતા, માનવતા અને ધર્મવિરુદ્ધ આચરણ કરવાની પણ ફરજ પડે છે. એટલે જેમ જેમ આગોહવા ફેરવાય, ભાગ્ય પલટાતું આવે તેમ તેમ તેને અનુકૂળ થતું જાય એવું ચિત એણે તૈયાર કરવું જોઈએ, અને પૂર્વે હું કહી ગયો છું તેમ, જો શક્ય હોય તો સન્માર્ગેથી તે ચળે નહીં પણ ફરજ પડે તો અનિષ્ટ આચરતાં તે ડરે પણ નહીં.

રાજવીએ આટલી ખાસ સંભાળ રાખવી જોઈએ કે ઉપર ગણાવેલાં પાંચ ગુણલક્ષણોથી સભર ન લાગે એવું કોઈ વચન એના મુખમાંથી સરવું જોઈએ નહીં અને જે કોઈ એનું દર્શન કે શ્રવણ કરે તેને એ દયા, શ્રદ્ધા, પ્રામાણિકતા, માનવતા અને ધર્મનો અવતાર લાગવો જોઈએ. અને આ છેલ્લું ગુણલક્ષણ રાજવી ધરાવે છે એવો ડોળ ઘાલવો એને માટે અત્યંત જરૂરનું છે—

કેમકે એકંદરે માણસો પોતાના હાથ કરતાં પોતાની આંખથી વધારે નિર્ણય કરે છે, કેમકે જોઈ તો બધા શકે પણ સ્પર્શીને પારખું બહુ ઓછા લઈ શકે. તમે કેવા દેખાઓ છો તે બધા જુએ છે, પણ તમે ખરેખર કેવા છો તે બહુ થોડા જાણી શકે છે. અને આ થોડાક માણસો ઘણાની વિરુદ્ધ અભિપ્રાય ઉચ્ચારવાની હિંમત નથી કરી શકતા કેમકે વધુમતિને રાજ્યની મહત્તા અને ભવ્યતાનું રક્ષણ મળેલું હોય છે. અને માણસોનાં વિશેષ કરીને રાજવીઓનાં આચરણો, જેમાં કોઈ અપીલને અવકાશ જ નથી, તેમાં સાધ્ય જ સાધનોને ન્યાય્ય ઠેરવે છે. એટલે રાજવી ભલે રાજ્ય જીતવા અને નભાવવા ઉપર લક્ષ એકાગ્ર કરતો કેમકે એણે પ્રયોજેલાં સાધનોને સર્વ કોઇ સન્માનવાના અને પ્રશંસવાના જ છે; કેમકે જેઓ સ્થૂળ બુદ્ધિના હોય છે તેઓ હંમેશા બાહ્ય આભાસથી અને ઘટનાના બહિરંગથી દોરવાતા હોય છે અને દુનિયા તો કેવળ સ્થૂળ બુદ્ધિવાળાઓની બનેલી છે, અને જે મૂઠીભર સંસ્કારીજનો હોય છે તે મોટાભાગના લોકો રાજવી પ્રત્યે દોડ્યા દોડ્યા જતા હોય છે તેમનાથી અલગ તરવાઈ જતા હોય છે, હાલના સમયનો એક રાજવી, જેનું નામ આપવું ઉચિત નથી, તે શાંતિ અને ઈમાનદારીનો સદુપદેશ આપવા સિવાય કંઈ જ કરતો નથી પણ ખરેખર તો આ બંને ગુણોનો એ કટ્ટર શત્રુ છે. અને એમાંનો એકે ગુણ એણે આચારી બતાવ્યો હોત તો આજ પહેલાં કેટલીયે વાર એણે રાજ્ય ગુમાવ્યું હોત અથવા તો આબરૂ ગુમાવી હોત.

ઉત્તમ મિત્રો એને હંમેશા મળી જ રહેવાના. અને આંતરિક પરિસ્થિતિ તો કાવતરાંથી વિક્ષુબ્ધ થઈ ન હોય અને બહારના કોઈ વિક્ષેપો ન હોય તો એની મેળે શાન્ત રહે છે. અને બહારની સતા એના ઉપર આક્રમણ કરવા ચાહે તો પણ મેં વર્ણવેલી રીત જો એ રાજ કરે અને વર્તે તો, અને જો એ મક્કમ રહે તો, એકેએક આઘાત એ જીરવી શકશે જેમ મેં દર્શાવ્યું છે તેમ સ્પાર્ટાના નેબિસે જીરવ્યો હતો પણ બહારનાઓની ખટપટ ન ચાલતી હોય ત્યારે પણ પ્રજાની બાબતમાં અંદરનાં કાવતરાંનો સંભવ કલ્પીને ભય સેવવાની જરૂર રહે છે. હવે જો રાજવી પોતાને વિશે અણગમો અને તિરસ્કાર ઉત્પન્ન થતો રોકી શકયો હશે અને લોકોને રાજી રાખતો હશે તો એ પોતાનું રક્ષણ કરી શકશે. હું વિસ્તારથી સમજાવી ગયો છું તેમ આટલું સિદ્ધ કરવું અત્યંત જરૂરનું છે. લોક સમુદાયમાં અળખામણા થવું નહીં તેના જેવો કાવતરાં સામેનો બીજો એકે રામબાણ ઉપાય નથી, કેમકે કાવતરું કરનારે હંમેશા એમ માનવાનું રહે છે કે રાજવીના મૃત્યુની પ્રજા રાજી થવાની છે. પણ એથી ઊલટું રાજવીના મૃત્યુથી પ્રજાને રોષે ભરાવવાની હોય તો આ સાહસ હાથ ધરવામાં એને ડર રહેશે, કેમકે કાવતરાંખોરોને અગણિત મુશ્કેલીઓનો સામનો કરવાનો હોય છે. અનુભવે પુરવાર કર્યું છે કે કાવત્રાંતો સંખ્યાબંધ થઈ ચૂકયાં છે. પરંતુ સફળપણે પાર ઉતર્યાં છે બહુ થોડા કેમકે જે કાવતરું ગોઠવે તે એકલો તેમ કરી શકતો નથી અને જે દુભાયેલા હોય તેમના સિવાય કોઈનો એને સાથ મળી શકતો નથી. હવે આવા કોઈ દૂભાયેલા આગળ તમે તમારી ધારણા જેવી પ્રગટ કરી કે તરત એના હાથમાં પોતાની ઈચ્છા સંતોષવાનું સાધન આવી જ ગયું સમજવું કેમકે તમારી વાત ઉઘાડી પાડીને એને જે જોઈતું હોય તે એ મેળવી શકે છે: તે એટલે સુધી કે, આમ કરવાથી અમુક ફાયદો મળવાનો છે એમ સમજીને, અને બીજી તરફનો ફાયદો સંશયાસ્પદ અને જોખમોથી ભરેલો છે. એ પણ વરતી જઈને એણે કાંતો તમારા અત્યંત વિરલ એવા મિત્ર થવું પડે અથવા તો, તમને આપેલો વિશ્વાસ એ પાળવાનો હોય તો એણે રાજવીના હાડોહાડ દુશમન થવું પડે. થોડાક શબ્દોમાં કહું તો કાવતરાંખોરોને પક્ષે ભય, અદેખાઈ, વહેમ, અને દંડનો ધ્રાસકો હોય છે એનાં ગાત્ર ઢીલાં કરે છે; જ્યારે રાજવીને પક્ષે સરકારનો દબદબો, કાયદા કાનૂનો, મિત્રોની સાથે અને રાજ્યની કુમક હોય છે, જે એનું રક્ષણ કરે છે. આમાં પ્રજાની શુભેચ્છાની પૂર્તિ થતાં કોઈ પણ કાવતરું કરવાની ધૃષ્ટતા દાખવે એ અશક્ય છે. શાથી જે, કાવતરાખોરને સામાન્ય રીતે કાવતરું પાર પાડવા અગાઉ ડરવાનું કારણ હોય છે પણ આ

દાખલામાં તો લોકો જ એના દુશ્મન બની બેસે એટલે કાવતરું પાર પાડ્યા પછી પણ એને ડરવાનું રહે છે અને એમાંથી ઊગારાની કોઈ જ આશા એ રાખી શકતો નથી.

આના અસંખ્ય દાખલા પૂરા પાડી શકાય એમ છે પણ આપણા બાપદાદાની સાંભરણમાંનો એક જ દાખલો આપીને હું સંતોશ માનીશ.

મેસર એની બોલ એંટી વોગ્લી, બોલોગ્નાનો રાજવી અને હાલના મેસર એનીબેલનો વડવો, એની સામે કાવતરું કરનારા કેનેશ્રીઓને હાથે માર્યો ગયો હતો. એની પાછળ મેસર ગિયોવાની સિવાય કોઈ સગું રહ્યું નહોતું અને અને એ પણ ત્યારે નાનો બાળક હતો, છતાં આ હત્યા પછી લોકો ઉશ્કેરાયા અને બધા કેનેશ્રીઓને મારી નાંખ્યા, એ દિવસોમાં એન્ટી વોગ્લી રાજ વંશે લોકોની જે શુભેચ્છા સંપાદન કરી હતી તેનું આ પરિણામ હતું આ શુભેચ્છા એવડી મોટી હતી કે એનીબેલના મૃત્યુ પછી રાજ શાસન કરે એવું કોઈ રહ્યું નહીં હોવા છતાં બોલોગ્નીઝ પ્રજાએ એમ જાણ્યું કે એન્ટીવોગ્લી ખાનદાનનો એક નબીરો, જે ત્યાં સુધી લુહારનો છોકરો હશે એમ મનાતું હતું, તે ફ્લોરેન્સમાં રહે છે કે તરત જ ત્યાં જઈને એને તેડી લાવ્યા અને રાજસૂત્રો એના હાથમાં મૂક્યાં, અને મેસર ગિયોવાની રાજ સંભાળી શકે એટલો મોટો થયો ત્યાં સુધી એણે વહીવટ કર્યો

એટલે અંતે હું એમ સ્થાપિત કરું છું કે જ્યારે લોકો સાનુકૂળ હોય ત્યારે રાજવીને કાવતરાંની ચિંતાનું કારણ નથી પણ જ્યારે તેઓ પ્રતિકૂળ હોય અને રાજવીને ધિક્કારતા હોય ત્યારે દરેક વસ્તુ અને વ્યક્તિનો એને ભય ધરવો પડે છે. સુવ્યવસ્થિત રાજ્યોએ અને ડાહ્યા રાજવીઓએ ચીવટ પૂર્વકના અભ્યાસથી અમીરવર્ગ વાજ આવી ન જાય અને આમસમુદાય આનંદ અને સંતોષમાં રહે એવો ક્રમ ગોઠવ્યો હોય છે કેમકે રાજવીએ જે બાબતો સાથે પ્રસંગ પાડવાનો હોય છે તેમાંની આ એક સૌથી અગત્યની બાબત છે.

આપણા સમયનાં સુવ્યવસ્થિત અને સુશાસિત રાજ્યો પૈકીનું એક ફ્રાંસ છે અને ત્યાં આપણને એની અસંખ્ય સારી સંસ્થાઓ જોવા મળે છે જેના ઉપર રાજાની સ્વતંત્રતા અને સુરક્ષિતતાનો આધાર છે. આમાંની મુખ્ય સંસ્થા તે પાર્લામેન્ટ અને તેનો અધિકાર છે, જેણે એ રાજ્ય સ્થાપ્યું તેને મોટા ઉમરાવોની મહત્ત્વાકાંક્ષાઓ અને તુમાખીની જાણ હોવાથી એમના મોઢામાં થોડુંક ભરીને એમને ચૂપ કરવાની જરૂર એણે પ્રમાણી હતી; બીજી

બાજુએ મોટાઓ પ્રત્યે આમ વર્ગનો, ભય ઉપર રચાયેલો દ્વેષ પણ એને માલુમ હોવાથી, એમને મેળવી લેવા વાસ્તે એણે પાર્લામેન્ટને પોતાની સંભાળ હેઠળ રાખવાનું ગનીમત માન્યું નહોતું કેમકે લોકો પ્રત્યેના પક્ષપાતથી અમીર વર્ગની અને અમીર વર્ગ પ્રત્યેના પક્ષપાતથી આમવર્ગની ઈતરાજી વહોરવામાંથી અને મુક્ત રહેવું હતું. એટલે એણે રાજાની સીધી હકૂમત વિનાની એક ત્રીજી નિર્ણાયક સંસ્થા ઊભી કરી જેણે મોટાઓને અંકુશમાં રાખવાનું અને સામાન્ય લોકો તરફ પક્ષપાત રાખવાનું કામ બજાવ્યું. આનાથી વધારે સારું અને વધારે શાણું રાજા તેમજ રાજ્ય ઉભયની સલામતીની વધારે સારી બાંહેધરી આપનારું બીજું કોઈ પગલું સંભવતું નથી જેમાંથી એક બીજો નોંધપાત્ર નિયમ એ તારવી શકાય કે રાજવીએ અળખામણી ફરજો બજાવવાનું બીજાને શિરે નાખવું જોઈએ અને કૃપાવર્ષણના કાર્યો પોતે કરવાં જોઈએ. આ ચર્ચા સમેટતાં ફરીવાર જણાવું છું કે રાજવીએ પોતાના ઉમરાવોનું મૂલ્ય આંકવું જોઈએ પણ લોક સમુદાયમાં અળખામણા થવું નહીં જોઇએ.

કેટલાકને એમ કહેવાનું થશે કે અનેક રોમન સમ્રાટોના જીવન અને મૃત્યુનો તેમજ જેઓ ઉમદા જીવન જીવી ગયા હતા અને અપ્રતિમ ચરિત્ર્યબળ દાખવી ગયા હતા છતાં જેમણે સામ્રાજ્ય ગુમાવ્યું હતું અથવા તો જેઓ પોતાની સામે તરકટ કરનારા પ્રજાજનોને હાથે માર્યા ગયા હતા તેમનો ખ્યાલ કરીએ તો તે મારા અભિપ્રાયનું ખંડન કરનારાં દૃષ્ટાન્તો બની રહેશે. આ વાંધાનો જવાબ આપવાની મારી ઈચ્છા હોવાથી કેટલાક સમ્રાટોના ગુણોની હું ચર્ચા કરીશ અને મેં જે સ્થાપિત કર્યું છે તેની સાથે એમના પતનનાં કારણો અસંગત નથી એ દર્શાવીશ. વળીએ સમયનાં કાર્યોનાં અભ્યાસીઓએ નોંધવા જેવી બાબતોનો પણ ભેગોભેગો ખ્યાલ કરાવીશ. તત્ત્વજ્ઞ મારકસથી તે મેક્સિમિનસ સુધીના જે સમ્રાટોને સામ્રાજ્યનો વારસો મળ્યો હતો તે બધાને મારા નિરૂપણમાં સમાવવાથી મને સંતોષ થશે. એ હતા મારકસ, તેનો પુત્ર કોમોડસ, પર્ટિનેક્સ, જૂલિયાનસ, સેવેરસ, એન્ટોનિયસ, એનો પુત્ર કલારાકો, મેક્રિનસ, હેગિયોગેબેલેસ, એલેક્ઝાંડર અને મેક્સિમિનસ અને જે સૌથી પહેલું ધ્યાનમાં રાખવાનું છે તે એ છે કે જ્યારે બીજા રાજવીઓને માત્ર પોતાનાં ઉમરાવોની મહત્ત્વાકાંક્ષાઓ અને પોતાની આમપ્રજાની તુમાખીનો મુકાબલો કરવાનો હતો ત્યારે રોમન સમ્રાટોને એક ત્રીજી મુશ્કેલી પણ બરદાસ્ત કરવાની હતી એમને એમના સૈનિકોની લોભવૃતિ અને નિર્દયતાનેપોષવાનીહતી અને તે પણ એવી, જે અનેકોના પતનનું તે કારણ બની હતી, કેમકે, સૈનિકો તેમજ લોકોએ

બન્યો અને એમાં એના ઘરડાપા સામેનો તિરસ્કાર ભળતા પોતાના શાસનના આરંભકાળે જ એ ગબડયો.

આમાંથી એ ફલિત થાય છે કે ખરાબ કર્મોથી થવાય તેટલા જ સારા કર્મોથી પણ અકારા થવાય છે, અને એટલે મેં પૂર્વે કહ્યું છે તેમ, રાજસત્તા નભાવી રાખવા માગતા રાજવીને વારંવાર અનિષ્ટ આચરવાની ફરજ પડે છે, કેમકે, લોકો, સૈનિકો કે ઉમરાવો એ ત્રણમાંથી તમારા સ્થાનને જાળવી રાખવા માટે જે કોઈ પક્ષ તમને ઉપકારક લાગતો હોય તે જો ભ્રષ્ટ હોય તો એની મનોવૃત્તિને તમારે અનુકૂળ થવું જ પડતું હોય છે, એ વૃત્તિને સંતોષવી જ પડતી હોય છે અને એવા પ્રસંગમાં સારાં કર્મો તમારા દુશ્મન થઈ બેસતાં હોય છે. પણ આપણે એલેકઝાંડરની વાત ઉપર આવીએ. એની ભલાઈ એટલી બધી હતી કે જે બાબતો માટે એની તારીફ થાય છે તેમાંથી એક આ પણ હતી કે એણે ચૌદ વર્ષ રાજ્ય કર્યું તે દરમ્યાન એક પણ વ્યક્તિને ન્યાયની રીતે તપાસ કર્યા વિના દેહાંત દંડ આપવામા આવ્યો નહોતો. તેમ છતાં સ્ત્રૈણ-યુક્ત ગણાતો હોવાથી અને એની માતાનું એના ઊપર ચલણ હોવાથી એ તિરસ્કરણીય બન્યો, સૈન્યે તેની વિરુદ્ધ કાવતરું કર્યું અને તેને મારી નાખ્યો.

બીજી બાજુએ કોમોડેસ, સેવેરસ, એન્ટોનિયસ, કારાકેલા અને મેક્સિમિનસનાં લક્ષણોનો ખ્યાલ કરીશું તો જણાશે કે આ અત્યંત ઘાતકી અને પારકાનું બતાવી પાડનાર હતા. સૈનિકોને રાજી રાખવા લોકો ઉપર સિતમ વરસાવવામાં તેમણે કશી બાકી મેલી નહોતી. આમાં સેવેરસ સિવાય બધાની બૂરી હાલત થઇ હતી. હવે સેવેરસ એવી ખૂબીઓ ધરાવતો હતો કે લોકોને રંજાડતાં છતાં સૈનિકો સાથેની દોસ્તી ટકાવી રાકીને, એ સુખે રાજ કરી શકયો. એના ગુણોને લીધે સૈન્યની અને પ્રજાની નજરમાં એટલો બધો પ્રશંસાપાત્ર બન્યો હતો કે લોકો અમુક અંશે આશ્ચર્ય પામતા અને સ્તબ્ધ થઈ જતા, જયારે સૈનિકો તેની અદબ જાળવતા અને સતુષ્ટ રહેતાં.

આ શાસકોના કાર્યો નવા રાજવીને માટે મહત્ત્વના અને નોંધપાત્ર હોવાથી જેના જાતિ સ્વભાવનું રાજવીએ અનુકરણ કરવું જરૂરનું છે એમ હું પૂર્વે કહી ગયો છું તે શિયાળ અને સિંહ બંનેની ખાસિયતોનો એ કેવો સુંદર ઉપયોગ કરી શકયો હતો તે હું ટૂંકમાં સમજાવીશ. સમ્રાટ જૂલિયાનસના પ્રમાદથી વાકેફ એવો સેવેરસ જે સ્લાવોનિયાના લશ્કરનો સરદાર હતો, તેણે પોતાના લશ્કરને ગળે વાત ઉતારી કે પ્રીટર (મેજિસ્ટ્રેટ) ના રક્ષણથી હણાયેલા પર્ટિનેકસના મૃત્યુનું વેર લેવા માટે રોમ પહુંચી જવું ઘટારત છે. સમ્રાટને

પોતાની મુરાદોની જાણ કર્યા વિના આ બહાના હેઠળ પોતાના સૈન્ય સાથે એણે રોમ તરફ કૂચ કરી અને એના નીકળવાની ખબર પહોંચે તે પહેલાં તો તે ઇટલીમાં આવી પહોંચ્યો. એના આવતાવેંત ભયના માર્યા સેનેટે એને સમ્રાટ ચૂંટ્યો અને જૂલિઆસનને મારી નાખ્યો. આ રીતે શરૂઆત કર્યા પછી આખા સામ્રાજ્ય ઉપર સંપૂર્ણ અધિપત્ય મેળવવામાં સેવેરસને બે મુશ્કેલીઓનો કરવો બાકી રહ્યો. એક મુશ્કેલી એશિયામાંની હતી, જ્યાં એશિયાઈ દળોના સેનાપતિ નિગ્રિનસે પોતાને સમ્રાટ જાહેર કર્યો હતો; અને બીજી મુશ્કેલી પશ્ચિમમાંની આલ્બાર્ટનસ તરફની હતી, જે પણ સમ્રાટ થવાની આકાંક્ષા સેવતો હતો. હવે બંનેની સામે શત્રુવટ દેખાડવામાં એને જોખમ દેખાયું એટલે નિગ્રિનસ પર હલ્લો લઈ જવાનો અને અલ્બાર્ટનસની આંખમાં ધૂળ નાખવાનો એણે નિર્ણય કર્યો. આલ્બાર્ટનસને એણે લખ્યું કે સેનેટે પોતાને સમ્રાટ તરીકે ચૂંટ્યો હોવાં છતાં પોતે એ ગૌરવ આલ્બાર્ટનસ સાથે વહેંચી લેવા ઇચ્છતો હતો. એણે એને સીઝરનો ખિતાબ મોકલાવ્યો અને સેનેટ સાથે મંત્રણા કરીને એને પોતાના જોડીદાર તરીકે જાહેર કર્યો. આ બધું અલ્બાર્ટનસે સાચું માની લીધું. હવે સેવેરસે નિગ્રિનસને હરાવીને મારી નાખ્યો અને પૂર્વની પરિસ્થિતિ-ને થાળે પાડી દીધી પછી એ રોમ પાછો ફર્યો અને ભરી સેનેટમાં અલ્બાર્ટનસ ઉપર તહોમત ફરમાવ્યું કે પોતાના તરફથી મળેલા લાભોનો ઉપકાર વિસરી જઇને એણે પોતાની હત્યા કરવાનું રાજ્યદ્રોહી તરકટ રચ્યું હતું. વળી જાહેર કર્યું કે એની કૃતઘ્નતાને નસ્યત કર્યા વિના હવે પોતાનો છૂટકો નથી. આ પછી એ ફ્રાંસમાં આલ્બાર્ટનસને મળવા ગયો અને ત્યાં એનો દરજ્જો અને એની જિંદગી બંને હરી લીધાં.

સેવેરસના કાર્યોનું જે વિગતે પરીક્ષણ કરશે તેને સમજાશે કે એ અત્યંત વિકરાળ સિંહ અને અત્યંત બંધો શિયાળ હતો; વળી એમ પણ જાણવા મળશે કે સૌને એનો ભય હતો, છતાં સૌને એને માટે માન હતું અને લશ્કરને માટે તિરસ્કાર નહોતો; વળી એક સાવ નવો માણસ આટલી બધી સત્તા કબજે કરવાને શક્તિમાન થાય તેથી પરીક્ષકે વિસ્મય નહીં અનુભવવું જોઈએ કેમકે સેવેરસની ગીધવૃત્તિથી પ્રજામાં એને વિશે જે દુર્ભાવ પેદા થાય તેની સામે એની જબ્બર પ્રતિષ્ઠાએ હંમેશા ઢાલ ધરી હતી. હવે એનો પુત્ર એન્ટોનિયસ પણ સામર્થ્યવંતો નર હતો અને એનાં ગુણલક્ષણોએ લોકોમાં એને પ્રશંસાપાત્ર અને સૈન્યમાં પ્રીતિપાત્ર બનાવ્યો હતો. એ લશ્કરી માણસ હતો, ભારેમાં ભારે કષ્ટ જીરવવાની એનામાં તાકાત હતી, નાજુક ખાણાં અને બીજા સર્વ વૈભવ વિલાસો પ્રત્યે એને નફરત હતી અને આ બધા ગુણોને લીધે આખા લશ્કરને

તે પ્રિય થઇ પડયો હતો. તેમ છતાં એની વિકરાળતા અને ક્રૂરતા એવી ભયંકર અને અશ્રુતપૂર્વ હતી કે ઘણા ખાનગી આસામીઓની હત્યા કર્યા બાદ રોમની મોટા ભાગની વસ્તીને અને એલેકઝાંડ્રિયાની આખી વસ્તીને એણે રહેંસી નાખી હતી. આ કારણે આખી દુનિયામાં એ અકારો થયો અને એની પડખે રહેનારા પણ એનાથી થરથરવા લાગ્યા તે એટલી હદ સુધી કે અંતે સો રક્ષકોના એક ઉપરીએ એને એના સૈન્યના દેખતાં હણી નાખ્યો આમાંથી એવો બોધ ગ્રહવાનો છે કે નિશ્ચયી માણસના હેતુપૂર્વકના આચરણથી સધાતું આ પ્રકારનું મોત રાજવીઓથી પણ ટાળી શકાતું નથી, કેમકે જેને પોતાને મોતનો ભય નથી તે બીજાનું મોત લાવી શકે છે. પરંતુ આ કારણે રાજવીએ ઝાઝો ભય સેવવાની જરૂર નથી કેમકે આવા માણસો અત્યંત વિરલ છે. માત્ર પોતે જેને ઉપયોગમાં લે અથવા જે પોતાની સરભરામાં રહે તેમને, એન્ટોનિયસે પહોંચાડયા હતા તેવા ભયાંકર આઘાત પહોંચાડવાની બાબતમાં તેણે સાવધ રહેવું જોઇએ. એન્ટોનિયસે પેલા સો રક્ષકોના ઉપરીના ભાઇને તુમાખીથી મરાવી નાખ્યો હતો, પેલાને રોજેરોજ ધમકી આપતો હતો, અને તેમ છતાં એને પોતાના અંગરક્ષક તરીકેની સેવામાં ચાલુ રાખ્યો હતો. આમ કરવામાં બેવકૂફી હતી અને જોખમ પણ હતું, જે હકીકતે પૂરવાર કરી આપ્યું હતું.

પણ આપણે હવે કોમાડેસ તરફ વળીએ, મારકસનો પુત્ર હોવાથી સામ્રાજ્ય એને વારસામાં મળ્યું હોવાને લીધે એ સહેલાઇથી એને જાળવી શકયો હોત. પોતાના પિતાને પગલે ચાલીને એણે પ્રજાને લશ્કરને રાજી રાખ્યાં હોત તો તેટલું ય પૂરતું થાત. પણ ઘાતકી પશુ જેવો સ્વભાવ હોવાથી પોતાની લૂંટારું વૃતિનો પ્રયોગ લોકો ઉપર કરી શકાય તે વાસ્તે એણે સૈનિકોની પ્રીતિ સંપાદન કરવા ઇચ્છયું અને તેમને છૂટો દોર આપ્યો. બીજી બાજુએ પોતાનું ગૌરવ નહીં સાચવીને, રંગશાળામાં કુસ્તીબાજો સાથે વારંવાર દાવમાં ઉતરીને તેમજ સમ્રાટના દરજ્જાને શોભે નહીં એવા બીજા ઘૃણાસ્પદ કામો કરીને સૈનિકોની નજરમાંથી એ ઉતરી ગયો. અને એક તરફ અકારા બનવાથી અને બીજી તરફ તિરસ્કરણીય બનવાથી એની વિરુદ્ધ તરકટ રચાયું અને એ માર્યો ગયો.

હવે મેકિસમિનસનું ચરિત્ર વર્ણવવું રહે છે. એ અત્યંત લડાયક પ્રકૃતિનો માણસ હતો અને એલેકઝાંડરની સ્ત્રૈણ પ્રકૃતિ, જેની વાત અગાઉ કરી ગયા છીએ તેનાથી લશ્કર ખૂબ અકળાઇ ઊઠયું હતું એટલે એલેકઝાંડરના મૃત્યુ પછી સમ્રાટ તરીકે મેકિસમિનસ ચૂંટાયો. પણ એ પદ એને લાંબુ છાજયું નહીં કેમકે બે વાનાંએ એને અકારો અને ઘૃણાપાત્ર બનાવ્યો હતો, એક તો એનો

હલકે પેટ જન્મ થયો હતો થ્રેસમાં એણે ભરવાડ તરીકે જીવન ગુજાર્યું હતું અને એ વાત જગજાહેર બની ગઈ હોવાની નામોશીકારક ભારે ફિટકાર પેદા થયો હતો. બીજું એ કે પોતાના રાજ્યના આરંભે જ ગાદીનો પ્રત્યક્ષ કબજો મેળવવા માટે એણે રોમ પહોંચી જવાનું મોકૂફ રાખ્યું અને રોમમાં તેમજ સામ્રાજ્યના બીજા ભાગોમાં એના સૂબાઓ દ્વારા એણે ઘણાં ક્રૂર કર્મો કરાવ્યાં અને ઘોર ક્રૂરકર્મી તરીકેની ખ્યાતિ મેળવી. એના નીચ કૃત્યોને લીધે આખી દુનિયા રોષથી ફાટી રહી હતી તેમાં એની નિષ્ઠુરતાના ભયમાંથી પેદા થયેલો ધિક્કાર ઉમેરતાં એની સામે પ્રથમ આફ્રિકામાં અને પછી સેનેટમાં અને રોમ અને ઇટલીની આખી પ્રજામાં કાવતરાં ગોઠવાયાં. એનું પોતાનું લશ્કર પણ એમાં ભળ્યું કેમકે એક્વીલીઆને ઘેરો ઘાલવા છતાં એ લેવાયું નહીં ત્યારે લશ્કરમાં એની ક્રૂરતા સામે રોષ સળગી ઊઠ્યો અને એને આટલા બધા દુશ્મનો છે એ સમજી લીધા પછી લશ્કરને એની બીક રહી નહીં અને એને પૂરો કર્યો.

હેલીઓગેબેલસ, મેક્રિનસ કે જૂલિયાનસની વાત હું નથી છેડું. સર્વથા તિરસ્કરણીય હોવાથી તેમને તરત જ હટાવી દેવામાં આવ્યા હતા. પણ આ ચર્ચાનો ઉપસંહાર કરતાં મારે એમ કહેવું કે આપણા સમયના રાજવીઓને આ બધાં કરતાં ઓછી પીડાઓ છે, કેમકે રાજ્યમાંના પોતાના સૈનિકોને બેહદ રાજી રાખવાની જેવી ફરજ આ બધાને પડતી હતી તેવી તેમને પડતી નથી, અને જો કે અમુક અંશે સૈનિકોનો ખ્યાલ આપણે પણ રાખવો તો પડે જ, પણ કોઈ મુશ્કેલી આવે છે ત્યારે એ તરત ઊકલી રહે છે, કેમકે હાલના કોઈપણ રાજવીનું સૈન્ય એવું નથી જે રોમન સામ્રાજ્યના સૈન્યની માફક સરકારી વહીવટ સાથે અને પ્રાંતોના શાસન સાથે અવિયોજિત રીતે સંકળાયેલું હોય, તે કાળમાં પ્રજા કરતાં સૈન્યને ખુશ રાખવાનું આટલું બધું જરૂરી એટલા માટે હતું કે લોકો કરતાં સૈનિકો વધારે કામિયાબ થઈ શકતા હતા. હવે બધા રાજવી-ઓ માટે ફક્ત તુર્ક સમ્રાટ અને સુલતાનના અપવાદ સિવાય પોતાની પ્રજાને ખુશ રાખવાનું વધારે જરૂરનું છે કેમકે હવે સૈનિકો કરતાં લોકો વધારે કામિયાબ થઈ શકે છે. હું તુર્ક સમ્રાટનો અપવાદ કરું છું કેમકે એ કાયમ પોતાની પાસે બાર હજારનું પાયદળ અને પંદર હજારનું ઘોડેસવાર દળ ફેરવે છે અને એના રાજ્યની સલામતી અને બળ એના લશ્કર ઉપર જ નિર્ભર છે, અને મરજી સાચવવા આડે બીજા બધા ખ્યાલો એને કોરાણે મૂકવા પડે છે, સુલતાનના રાજ્યની બાબતમાં પણ એ જ કહેવાનું છે. એનું આખું રાજ્ય સૈનિકોના હાથમાં ચાલ્યું ગયું હોવાથી લોકોનું જે થવાનું હોય તે થાય પણ સૈનિકોને

ખુશ રાખ્યા વિના એનો છૂટકો જ નથી. અને એ ધ્યાનમાં રાખવાનું છે કે બીજા સર્વ રાજવીઓ કરતાં સુલતાનનું આ રાજ્ય સાવ જૂદું છે. અમુક અંશે ખ્રિસ્તી પોન્ટીફની હકૂમતને મળતા એ રાજ્યને આપણે ન તો વારસાગત રાજ્ય કહી શકીશું અથવા નવું રાજ્ય કહી શકીશું, કેમકે મરણ પામેલા રાજવીના પુત્રો તેના ઉત્તરાધિકારી બનતા નથી પણ જેમને ચૂંટવાનો અધિકાર હોય તેમને હાથે જે એ પદે ચૂંટાઈ આવે તે ઉત્તરાધિકારી બને છે. અને આ ક્રમ પ્રાચીન હોવાથી એને નવું રાજય પણ કહી શકાય નહીં, કેમકે નવા રાજય ને હોય તેવી કોઈ મુસ્કેલીઓ તેમાં હોતી નથી. વળી જો કે રાજવી નવો હોય છે તો પણ રાજયના નિયમો જૂના હોય છે અને રાજવી જાણે તેનો વંશપરંપરાનો સ્વામી હોય એ રીતનું તેનું સ્વાગત કરવાને યોજાયેલા હોય છે. પણ આપણા વિષય ઉપર આવીએ તો માટે એમ કહેવાનું છે કે અગાઉ પ્રસ્થાપિત થઈ ગયેલી દલીલનો જે કોઈ અભ્યાસ કરશે તેને સમજાશે કે કાં તો અણગમો અથવા તિરસ્કાર એ ઉપર નિર્દેશેલા સમ્રાટોના વિનાશનાં કારણો હતાં, અને એણે એ પણ નોંધવું જોઈશે કે એમાંના કોઈ કોઈએ એક રીતે તો બીજાઓએ બીજી રીતે આચરણ કરેલું હોવા છતાં બંને રીતોથી કોઈનો રૂડો તો કોઈનો ભૂંડો અંજામ આવેલો છે. પર્ટિનેક્સ અને એલેક્ઝાંડર બંને નવા રાજવીઓ હોવાથી મારકસ જે વંશ પરંપરાનો રાજવી હતો તેની રીતો અજમાવવી અને તેનું અનુકરણ કરવું તેમને માટે નિરર્થક અને ખતરનાક હતું તે જ પ્રમાણે કેરાકેલા, કોમોડસ, અને મેક્સિમિનસ માટે સવેરસનું અનુકરણ કરવું વિઘાતક હતું કેમકે તેને પગલે ચાલવા માટે તેમનામાં પૂરતી શક્તિ નહોતી. આમ નવો રાજવી પોતાના સંસ્થાનમાં મારકસનાં કાર્યોનું અનુકરણ કરી નહીં શકે અને સેવેરસના કાર્યોનું અનુકરણ કરવું જરૂરી નથી પણ સેવેરસનાં એવાં તત્ત્વો એણે ગ્રાહક જોઈએ જે રાજ સ્થાપના માટે જરૂરી હોય અને મારકસનાં એવાં તત્ત્વો ગ્રહવાં જોઈએ જે સુસ્થાપિત અને સુરક્ષિત બની ચૂકેલા રાજયોને જાળવી રાખવા માટે ઉપયોગી અને ગૌરવપ્રદ હોય.

## પ્રકરણ : ૨૦

### રાજવીઓ વારંવાર કોટ કિલ્લા અને બીજી વસ્તુઓ નિર્મે છે તે ઉપયોગી છે કે હાનિકારક છે તે વિશે

કેટલાંક રાજવીઓ પોતાની રાજસત્તાને સુરક્ષિત બનાવવાને વાસ્તે નાગરિકોને નિઃશસ્ત્ર બનાવ્યા હોય છે, તો બીજા કેટલાકોએ પોતાના કબજા હેઠળની ભૂમિના ભાગ પાડી નાખ્યા હોય છે, તો કેટલાકોએ પોતાની સામે દુશ્મનાવટ ઊભી કરી હોય છે, તો વળી કેટલાકોએ પોતાના શાસનના આરંભે જેમના ઉપર પોતે વહેમાતા હતા તેમના દિલ જીતી લેવાનો પ્રયાસ કીધેલો હોય છે; કેટલાકોએ કોટ કિલ્લા ચણાવ્યા હોય છે તો કેટલાકોએ તોડી પાડીને તેમનો નાશ કરેલો હોય છે. અને જો કે આ પ્રકારની ચર્ચા જેને લાગુ પાડવાની હોય તે રાજ્યની વિશિષ્ટ પરિસ્થિતિને ધ્યાનમાં લીધા વિના આ બધી બાબતોના સંબંધમાં કોઈ ચોક્કસ નિર્ણય ઉચ્ચારી શકાય તેમ નથી, તો પણ આ વિષય ચર્ચાની મર્યાદામાં રહીને બનશે તેટલા પ્રમાણમાં મારા વિચારો હું વ્યાપક રીતે રજૂ કરીશ.

નવા રાજવીએ ક્યારે ય પોતાની પ્રજાને નિઃશસ્ત્ર કરી જાણી નથી; ઊલટું, નિઃશસ્ત્ર સ્થિતિમાં હાથ આવેલી પ્રજાને હમેશાં તેણે સશસ્ત્ર બનાવી હોય છે ખરી, કેમકે એને શસ્ત્રસજ્જ કરવાથી એ શસ્ત્રો તમારાં શસ્ત્રો બને છે, જેમના ઉપર તમે વહેમાતા હતા તેઓ વફાદાર બને છે અને જેઓ વફાદાર હતા તેઓ વફાદારી ચાલુ રાખે છે, અને માત્ર તમારી રૈયત બની રહેવા કરતાં એ તમારા ભાગીદાર બને છે. વળી આખી પ્રજાને શસ્ત્રાસ્ત્ર સજાવી શકાતાં નથી તેથી થોડાંકને શસ્ત્ર ધારણ કરવાનો અધિકાર તમે બક્ષો છો તેથી બાકીના સાથે તમે સલામત રીતે વ્યવહાર કરી શકો છો. અને જ્યારે તમારા માણસો તેમની સાથે તમે અલગ વર્તાવ કરેલો જુએ છે ત્યારે એ તમારા અધિક ઓશીંગણ બને છે. બાકીનાઓ તમને માફ કરે છે, તે એમ સમજીને કે પેલાઓની ગુણવત્તા અધિક છે, એમને વધારે મોટાં જોખમો ખેડવાનાં છે અને વધારે આકરી ફરજો બજાવવાની છે. પણ જ્યારે તમે એમને નિઃશસ્ત્ર

બનાવો છો ત્યારે તમે એમને દૂભવવાની શરૂઆત કરો છો, અને તમે એમને બતાવી આપો છો કે કાં તો કાયરપણાને લીધે અથવા તો આત્મવિશ્વાસના અભાવને લીધે તમને એમનો અવિશ્વાસ આવે છે; અને તમારા વિશેના આ બંને અભિપ્રાયો તમારી સામે દુર્ભાવ પેદા કરે છે. વળી તમે સાવ નિઃશસ્ત્ર તો રહી શકતા જ નથી એટલે તમને ભાડૂતી સૈન્યનો આશ્રય લેવાની ફરજ પડે છે અને તેવા સૈન્યનું મૂલ્ય કેટલું, તે અગાઉ આપણે ચર્ચી ગયા છીએ. એવું સૈન્ય સારું હોય તો પણ શક્તિશાળી દુશ્મનો અને સંશયયોગ્ય પ્રજાની સામે તમારો બચાવ કરવા માટે એનું સંખ્યાબળ પૂરતું ન જ હોઈ શકે એટલે મેં કહ્યું છે તેમ નવા સંસ્થાનના નવા રાજવીએ હમેશાં પોતાની પ્રજાને શસ્ત્રો સજાવ્યાં છે. ઇતિહાસ એનાં દૃષ્ટાંતોથી ભરપૂર છે.

પણ જ્યારે રાજવી પોતાના જૂના રાજ્ય ઉપરાંત વધારાનું નવું રાજ્ય મેળવે છે ત્યારે એ પ્રાપ્ત કરવામાં જેઓ તમારી પડખે રહ્યાં હોય તેમના સિવાયના સર્વને એ રાજ્યમાં નિઃશસ્ત્ર કરવા જરૂરી છે. અને આ લોકોને પણ સમય અને અવસર મળે ત્યારે દુર્બળ અને બાયલા જેવા બનાવી મુકવા જોઇએ અને એવી તજવીજ કરવી જોઇએ કે નવા રાજ્યનાં તમામ હથિયારો જૂના રાજ્યમાં તમારા નિકટવર્તી હોય એવા તમારા સૈનિકોના હાથમાં આવે.

આપણા પૂર્વજો અને જેઓ ડાહ્યા ગણાયા છે તેઓ કહેતા આવ્યાં છે કે પિસ્તોઇઆને જૂથબંધીઓથી અને પીસાને કિલ્લાઓથી ટકાવી રાખવાની જરૂર છે. આ હેતુથી પ્રેરાઇને પોતાના તાબાનાં ગામો વધારે સહેલાઇથી કબજે રહે તેટલાં વાસ્તે તેમાં તેમણે મતભેદો ઊભા કર્યાં હતા. એ દિવસોમાં જ્યારે ઇટલીમાં બળની સમતુલા હતી ત્યારે આ જે કર્યું તે નિઃશંક સારું કર્યું હતું પણ વર્તમાન સમય માટે મને એ શીખામણ સારી લાગતી નથી, કેમકે હું નથી માનતો કે આ રીતે પાડેલા ભાગલા ક્યારે ય પણ ફાયદો કરી આપે છે. ઊલટું એટલું નક્કી છે કે દુશ્મન આવી પહોંચે ત્યારે આ રીતે ભાગલા પાડેલાં નગરો તરત જ ગુમાવી દેવાનાં થાય છે. તેટલે જે નબળું જૂથ હોય છે તે હમેશાં શત્રુનો પક્ષ કરે છે અને બાકીનું ટકાવ કરી શકતું નથી. હું માનું છું કે વેનીશિયનોએ પણ પૂર્વોક્ત હેતુઓથી પ્રેરાઇને જ પોતાના તાબાનાં નગરોમાં ગુએલ્ફ અને ધિબેલાઇન જૂથોને ઉત્તેજિત કર્યાં હતાં અને જો કે આ જૂથોને રક્તપાત કરવાની હદે તેમણે જવા દીધાં નહોતાં તો પણ તેમની વચ્ચેના મતભેદોને તેઓ સળી કરતા રહેલા, જેથી નગરવાસીઓ તેમના કજિયામાં

પરોવાયેલા રહે અને પોતાની વિરુદ્ધ કશું કરે નહીં, પરંતુ વેઈલાના પરાજય પછી એની પ્રજાના એક ભાગે તત્કાળ હિંમત દાખવીને આખું રાજ્ય કબજે કરી લીધું હતું એ દાખલા ઉપરથી સમજાય છે તેમ, આ રીત અજમાવવાથી વેનીશિયનોના હાથમાં કશું જ આવેલું નહીં. વળી આવી પદ્ધતિઓ રાજકર્તાની નિર્બલતા પુરવાર કરે છે કેમકે સરકાર મજબૂત હોય તો આવી ફાટફૂટ કદી ચલાવી લેવાય નહીં. ફક્ત શાંતિસમયમાં એ લાભકારક હોય છે કેમકે આવી રીતોથી પોતાની પ્રજાને ઇચ્છાનુસાર નચાવવાનું સહેલું થઈ જાય છે, પણ જ્યારે યુદ્ધ આવી પડે ત્યારે આવી નીતિની પોકળતા તરત જ પરખાઈ આવે છે.

એમાં તો શંકા છે જ નહીં કે રાજવીઓ જ્યારે મુશ્કેલીઓ અને પ્રતિકારને જેર કરે છે ત્યારે જ મહાન બને છે અને તેથી જ દૈવ, ખાસ કરીને જ્યારે એ કોઈ નવા રાજવીને મહાન બનાવવા ચાહતું હોય છે ત્યારે, વળી નવા રાજવીને વંશપરંપરાગત રાજવી કરતાં મોટી પ્રતિષ્ઠા મેળવવાની જરૂર વધારે રહે તેથી પણ, એની વિરુદ્ધ દુશ્મનો ઊભા કરે છે અને તેમની સામે યુદ્ધે ચઢવા માટે તેને ફરજ પાડે છે, જેથી તેમને જેર કરવાનું તેને કારણ મળે અને આ રીતે દુશ્મનોએ આણી આપેલી નીસરણી ઉપર પગ દઈને તે ઊંચે ને ને ઊંચે ચઢી શકે. તેથી ઘણા એમ માને છે કે શાણા રાજવીએ તક મળે ત્યારે પક્કાઈથી કોઈ પ્રકારની દુશ્મનાવટ તો ઊભી કરવી જ, જેથી એને દબાવી દેવાથી પોતાની મહત્તા એ વધારી શકે.

રાજવીઓને, અને વિશેષે કરીને નવા રાજવીઓને પોતાની સત્તાના પ્રારંભે જેમનામાં તેઓએ વિશ્વાસ મૂકયો હોય તેના કરતાં જેમની ઉપર તેઓ વહેમાતા હોય તે વધારે નિષ્ઠાવાન અને વધારે ઉપયોગી માલૂમ પડ્યા છે. સીએનાના રાજવી પેન્ડોલ્ફો પેટ્રુકીએ બીજાઓ કરતાં પોતે જેમના ઉપર વહેમાયો હતો તેમની મદદથી અધિકાંશે પોતાનું રાજ્ય કર્યું હતું. પણ આની વિસ્તારથી ચર્ચા કરીશું નહીં કેમકે એથી વિષયાંતર થાય છે. હું ફક્ત એટલું જ કહીશ કે આવા માણસો, જે નવી સરકારના પ્રારંભે તેના દુશ્મનો હોય તેઓ જો પોતાનું સ્થાન ટકાવી રાખવા માટે ઓથની ગરજવાળા હોય તો રાજવી એને સહેલાઈથી પોતાના પક્ષમાં મેળવી લઈ શકે; અને આ લોકોને ઊલટા વધારે નિષ્ઠાથી સેવા કરવાની ફરજ પડે, કેમકે, એમને વિશે અગાઉ જે ખરાબ અભિપ્રાય બંધાયો હોય તે પોતાનાં કાર્યોથી તેમણે ભૂંસવાનો છે તેની તેમને ખબર હોય છે. આમ વધારે સલામતીપૂર્વક રાજવીની સેવા કરતાં તેનાં હિતો પ્રત્યે દુર્લક્ષ કરનારાના કરતાં આ લોકો પાસેથી તેને વધારે સહાય મળે છે.

અને આ વિષય ચર્ચા માગી લે છે તેથી, જે રાજવીએ નવા રાજ્યના વતનીઓની છૂપી સહાયથી રાજ્ય સર કર્યું હોય તેને આટલું યાદ કરાવવાનું બાકી નહિ રાખું કે એમ કરવામાં એને પક્ષે ઉતરનારાઓ કયા હેતુઓથી પ્રેરાયા હતા તેની એણે બરાબર તલાશ કરવી જોઈએ. અને રાજવી વિશેના સ્વાભાવિક અનુરાગથી નહીં પણ રાજ્ય જેવું હતું તેનાથી અસંતુષ્ટ હતા એ કારણે તેઓ પ્રવૃત્ત થયા હોય તો એમની મૈત્રી જાળવી રાખવામાં તેને ઘણી આપદા અને પીડા વહોરવી પડશે, કેમકે એમને રીઝવવાનું તેને માટે માટે શક્ય જ નથી. અને પ્રાચીન અને અર્વાચીન સમયનાં દૃષ્ટાંતો લઈને આનાં કારણનું ઊંડું અવગાહન કરતાં સમજાશે કે જેઓ સંતુષ્ટ નહીં હોઈને રાજવીના મિત્રો બન્યા હતા અને રાજ્યનો કબજો લેવામાં તેને સહાયભૂત થયા હતા તેમના કરતાં પૂર્વે હતી તે પરિસ્થિતિથી જેઓ સંતુષ્ટ હતા અને માટે પહેલાં દુશ્મનો બન્યા હતા તેમની મૈત્રી સંપાદન કરવી વધારે સહેલી છે.

સુરક્ષિત રીતે રાજસત્તા ધારણ કરી રાખી શકાય તે માટે રાજવીઓમાં એવો રિવાજ પડી ગયો છે કે પોતાની વિરુદ્ધ ખટપટો કરનાર ઉપર લગામ અને ચોકડું ગોઠવવા તેમજ ઓચિંતા આક્રમણ સામે સુરક્ષિત આશ્રય મેળવવા કોટકિલ્લા ચણાવવા આ પદ્ધતિ પ્રાચીન કાળમાં ઉપયોગમાં લેવાતી હતી એ કારણે હું એને અનુમોદન આપું છું. તેમ છતાં આપણા પોતાના સમયમાં મેસર નિકોલો વિટેલીએ સિતા દ કેસ્ટેલોમાંના બે કિલ્લા એ રાજ્ય ટકાવી રાખવાના હેતુથી તોડી પાડ્યાનું પણ આપણે જાણ્યું છે. ઊરબીનોના ડ્યૂકને ગૂઈદ ઉબેલ્ડોમાંથી સિઝેર બોર્જિયાએ હાંકી કાઢ્યા પછી પોતાના સંસ્થાનમાં પાછા ફરતાંની સાથે તેણે એ પ્રાન્તના સઘળા કિલ્લાને જમીનદોસ્ત કર્યા હતા અને માન્યું હતું કે એ નહીં હોય તો એ રાજ્ય ગુમાવવાનું પોતાને વધારે મુશ્કેલ પડશે. બોલોગ્ના પાછા ફરીને બેન્ટીવોગ્લીએ પણ આવું જ પગલું ભર્યું હતું. એટલે કિલ્લા સમયાનુસાર ઉપયોગી બને કે ન બને. જો તે એક રીતે ઉપયોગી હોય તો બીજી રીતે નુકસાન પણ કરે. આ પ્રશ્ન આ રીતે ચર્ચાવો ઘટે : જે રાજવીને પરદેશીઓ કરતાં પણ પોતાની પ્રજાનો વધારે ડર રહેતો હોય તેણે કિલ્લા બંધવવા જોઈએ પણ જેને પોતાની પ્રજા કરતાં પરદેશીઓનો વધારે ડર રહેતો હોય તેણે કિલ્લાવિના ચલાવી લેવું જોએ. ફ્રાંસેસ્કો સ્ફોરઝાએ બંધાવેલા મિલાનના કિલ્લાએ સ્ફોરઝા રાજવંશને રાજ્યમાંની બીજી કોઈ પણ અનવસ્થા કરતાં વધારે સંતાપ આપેલો છે અને હજી આપશે. એટલે પ્રજાનો પ્રેમ તે જ સર્વોત્તમ દુર્ગ છે કેમકે તમારી પાસે કોટ-કિલ્લા ગમે તેટલા હોય તોપણ તમારી પ્રજાને તમે અળખામણા હશો તો એ

બચાવ કરી શકશે નહીં. એક વખત જ્યાં પ્રજાએ તમારી સામે હથિયાર ઉપાડ્યાં કે એમને મદદ કરવાવાળા પરદેશીઓનો લગીરે તોટો પડતો નથી. આપણા સમયમાં કિલ્લાઓથી કોઇ પણ શાસનને લાભ થયાનું જાણ્યું નથી. અપવાદ ફક્ત ફ્રોરલીની ઉમરાવ પત્નીનો છે. પોતાના પતિ કાઉન્ટ જિરોલામોનું મૃત્યુ થતા એની સામે જાગેલી લોકઉશ્કેરણીથી ભાગી છૂટવામાં અને મિલાનથી બહાર આવે તેની રાહ જોવામાં તેમજ રાજ્ય પાછું મેળવવામાં કિલ્લાને લીધે જ તે ફાવી હતી. સંજોગો તે સમયે એવા હતા કે લોકોને કોઈપણ પરદેશીની સહાય મળી ન શકે. પણ પાછળથી જ્યારે સિઝેર બોર્જિયાએ તેની ઉપર આક્રમણ કર્યું અને લોકો ઉમરાવ પત્નીની વિરુદ્ધ હોવાથી પરદેશીની સાથે મળી ગયા ત્યારે કિલ્લો એને બિલકુલ કામ લાગેલો નહીં. એટલે ત્યારે અને પહેલાં કોઇકિલ્લા હોવા કરતાં લોકોમાં એ અળખામણી બની ન હોત તો એમાં એની વધારે સલામતી હતી. આ બધી બાબતોની વિચારણા થઇ ગઇ છે એટલે જે કિલ્લા ચણાવે છે તેની અને જે નથી ચણાવતા તેની હું પ્રશંસા કરીશ, પણ કિલ્લા ઉપર મુસ્તાક રહીને પ્રજામાં અકારા થવાય તેની જે પરવા કરવા કરતો નથી તેનો તો હું દોષ જ કાઢીશ.

## પ્રકરણ : ૨૧

## ખ્યાતિ મેળવવા વાસ્તે રાજવીએ કેવી રીતે વર્તવું જોઈએ

મહાન પરાક્રમોથી અને પોતાની શક્તિનો પરચો આપવાથી રાજવીનો જેટલો મહિમા વધે છે તેટલો બીજા કશાથી વધતો નથી. આપણા સમયમાં આરાગોનનો રાજા ફર્ડિનાન્ડ, જે સ્પેનનો હાલનો રાજા છે તેનું દૃષ્ટાંત આપણે માટે મોજૂદ છે. એને લગભગ નવો રાજા કહી શકાય કેમકે એક દુર્બળ રાજામાંથી આજે કીર્તિ અને ગૌરવની બાબતમાં સમસ્ત ખ્રિસ્તી જગતમાં એ પહેલા નંબરનો રાજા બન્યો છે. અને તમે જો એનાં કાર્યોનો ખ્યાલ કરશો તો સમજાશે કે એ બધાં મહાન તો હતાં જ પણ કેટલાંક તો અસાધારણ પણ હતાં. પોતાના રાજત્વના પ્રારંભે એણે ગ્રાનાડા ઉપર હુમલો કર્યો અને એ પરાક્રમે એના રાજ્યનો પાયો ચણી આપ્યો. આ પહેલું પરાક્રમ એણે આરામથી, કોઈપણ પ્રકારના વિક્ષેપની ચિંતા વિના હાથ ધર્યું. કેસ્ટીલના ગરાસદારોનાં ચિત્ત આ પરાક્રમમાં એણે રોકી રાખેલાં. પરિણામે કેવળ આ યુદ્ધનું જ ચિંતન કરવાને લીધે નવાનવા ફેરફારો કરવા તરફ એમનું ધ્યાન ગયું નહીં, અને આ રીતે બિલકુલ ખબરે પડવા દીધા વિના એણે પોતાની પ્રતિષ્ઠા જમાવી અને એમના ઉપરની સત્તા પણ પ્રાપ્ત કરી. ધર્મસત્તાના અને લોકોના ધન વડે એણે પોતાનાં લશ્કરો નભાવ્યાં અને લાંબા ચાલેલાં પેલાં યુદ્ધથી પોતાની લશ્કરી સત્તાનો પાયો નાખ્યો, જેણે પાછળથી એને સુવિખ્યાત બનાવ્યો. વળી આ કરતાં યે વધુ મોટાં પરાક્રમો કરવા માટે, અને તે પણ ધર્મના બહાના હેઠળ, એણે પવિત્ર ક્રૂરતાનો આશ્રય લીધો અને પોતાના રાજ્યમાંથી મૂર લોકોને એણે હાંકી કાઢ્યા અને લૂંટી લીધા. આનાથી વધારે ત્રાસજનક અથવા અસાધારણ દૃષ્ટાંત મળવાનું નથી. આજ બહાના હેઠળ એણે આફ્રિકા ઉપર આક્રમણ કર્યું, ઇટલીમાંના સાહસો હાથ ધર્યાં, અને છેક હમણાં ફ્રાંસ ઉપર આક્રમણ કર્યું છે. આમ સતત એણે મોટાં પરાક્રમો જ ખેડ્યાં છે, જેને લીધે એના પ્રજાજનોનાં ચિત્ત વ્યગ્ર અને સ્તબ્ધ રહ્યા કરે છે અને પરિણામ વિશેની ઉત્સુકતામાં પરોવાયેલાં રહે છે. અને એના એક કાર્યમાંથી બીજું સતત ફૂટયા જ કરતું હોવાથી એના માણસોને ઠરીને બેસવાનો અને એની વિરુદ્ધ વર્તન કરવાનો વારો આવતો જ નથી.

ગ્રિનાડાના ફર્ડિનાન્ડના સંબંધમાં બન્યું છે તેમ આંતરિક વહીવટમાં મુખ્યાં પોતાની મહત્તાનો અસાધારણ નમૂનો પૂરો પાડવો એમાં રાજવીને લાભ છે. નાગરિક જીવનમાં જ્યારે એવું બને કે કોઈએ કંઈ પણ અસાધારણ કૃત્ય કર્યું હોય, પછી તે સારું હોય કે ખરાબ, ત્યારે તે પુરસ્કારવાનો કે દંડ દેવાનો એવો તરીકો એણે શોધી કાઢવો જોઈએ જેથી ચોરે ને ચૌટે એની જ વાત થયા કરે. આ ઉપરાંત મહાન અને ઉદાત્ત તરીકેની કીર્તિ પોતાને વરે એવો પ્રયાસ પ્રત્યેક કાર્ય દ્વારા એણે કરવો જોઈએ.

રાજવી સાચા મિત્ર તરીકે અથવા સાચા દુશ્મન તરીકે પ્રતીત થાય અર્થાત્ આના કે તેના પક્ષમાં પોતે છે એમ નિઃસંકોચ રીતે જાહેર કરે તો પણ એનું મહત્ત્વ વધારે અંકાય છે. તટસ્થ રહેવા કરતાં આ નીતિ હંમેશાં વધુ ઉપકારક છે. કેમકે બે પાડોશી રાજ્યો અરસપરસઆપસમાં આથડી પડ્યાં હોય ત્યારે કાં તો તે એવાં હોય છે કે એમાંથી જે જીતે તેનો તમારે ભય રાખવો પડે અથવા તો ન રાખવો પડે. પણ બંને પ્રકારમાં તમારે માટે તો એ જ શ્રેયસ્કર છે કે તમે કોને પક્ષે છો તે ખુલ્લંખુલ્લા જાહેર કરીને તમે યુદ્ધમાં ઝંપલાવો કેમકે જો તમે જાહેર નથી કરતા તો જે હાર્યો હોય એ રાજી રાજી થઈ જાય એ રીતે તમે વિજેતાના ભોગ બનો છો. તેવે તમારા રક્ષણ માટે કોઈ જ સાધન કે નિમિત્ત તમે રહેવા દીધેલું હોતું નથી તેમજ કોઈ તમારો સત્કાર કરવા તત્પર હોતું નથી, કેમકે જીત મેળવનારને પોતે જેના પર વહેમાતો હોય અને સંકટ સમયે જે વહારે ધાયો ન હોય એવો મિત્ર ખપતો નથી; અને જે હારે તે પણ તમારો સત્કાર કરતો નથી કેમકે એના જીવનમરણના પ્રશ્નમાં તમે હિંમત કરીને હથિયાર નહોતાં સજ્યાં.

રોમનોને હદપાર કરવા માટે ઇટોલિયન્સનો મોકલ્યો એન્ટિયોકસ ગ્રીસમાં ગયો હતો. એણે રોમનોના મિત્ર એકીઅનોને તટસ્થ રહેવાને ઉત્તેજન આપવા માટે તેમની પાસે દેવવાણી ભાખનારાઓને મોકલ્યા. બીજી બાજુએ રોમનોએ તેમને પોતાને પક્ષે લડવા માટે આગ્રહ કર્યો. એકીઅનોની સમિતિ સમક્ષ જ્યારે આ વિષય ચર્ચાવિચારણા માટે રજૂ કરવામાં આવ્યો ત્યારે એન્ટિયોકસના એલચીએ તેમને તટસ્થ રહેવા સમજાવવાનું કર્યું, તેનો રોમન એલચીએ જવાબ વાળ્યો કે "એમ જે કહેવામાં આવ્યું છે કે અમારા યુદ્ધમાં તમારે માથું ન મારવું એજ તમારા રાજ્યને માટે સૌથી વધારે ઉત્તમ અને ઉપકારક માર્ગ છે તેના જેવી સત્યથી વેગળી બીજી એકે વાત નથી, કેમકે જો તમે માથું નહીં મારો તો કશી પણ મહેરબાની કે નામના મેળવ્યા વિના તમે

વિજેતાનું પારિતોષિક બની જશો". અને એમ તો હંમેશાં બનવાનું જ કે જે તમારો મિત્ર નહીં હોય તે તમે તટસ્થ રહો એવું ઇચ્છવાનો અને જે તમારો મિત્ર હોય તે તમે એનો પક્ષ લીધો છે એમ જાહેર કરીને તમે હથિયાર સજો એમ ઇચ્છવાનો. અનિશ્ચયી રાજવીઓ વર્તમાન ભયો ટાળવા માટે સાધારણ રીતે તટસ્થતાનો આશ્રય લે છે અને ઘણુંખરું એ કારણે પાયમાલ પણ થઈ જાય છે, પણ જ્યારે રાજવી ખુલ્લંખુલ્લા કોઈ એક પક્ષની તરફદારી જાહેર કરે છે અને જેને એ વળગી રહેલો હોય તે જીતે છે ત્યારે પેલો બળવાન બની ગયેલો હોય અને તમે એને અધીન હો તેમ છતાં એ તમારા ઉપકાર હેઠળ છે અને એની સાથેની તમારી મૈત્રી સુદૃઢ બને છે. માણસો કદી એટલા બધા અપ્રામાણિક નથી હોતા કે આમ ઉઘાડેછોગ કૃતઘ્નતા દાખવીને તમને હેરાન કરે. વળી વિજયો એટલા બધા લાભકારી પણ હોતા નથી કે જેથી વિજેતાને થોડોક પણ વિવેકવિચાર, ખાસ કરીને ન્યાયનીતિની બાબતમાં, રાખવાની જરૂર જ ન રહે. પણ જો તમારો સાથીદાર હારે તો યે તમને એનો આશ્રય મળે છે અને આપી શકે ત્યાં સુધી એ તમને સહાય આપે છે. આ રીતે તમે એવા ભાગ્યના ભાગીદાર બનો છો જેનો ફરી અભ્યુદય થવાનો સંભવ છે.

બીજા દાખલામાં તો લડનારાઓ જ એવા હોય કે જેથી વિજેતા તરફનો કોઈ ડર ન હોય. તેવે તો કોઈ એક પક્ષને વળગી રહેવું એ ઊલટો વધારે ડહાપણનો માર્ગ છે, કેમકે હારનારને પક્ષે તમે એની કુમક લઈને જાઓ છો જેથી પેલો ડાહ્યો હોય તો એનો બચાવ થવો જ જોઈએ; અને જો એ જીતે તો તમને અધીન રહે છે. અને તમારી મદદ હોય ને એ જીતે નહીં એમ બનવું જ અસંભવિત છે.

અહીં એટલું ધ્યાન રાખવું જોઈએ કે રાજવીએ કદાપિ પોતાના કરતાં વધુ બળવાનની સાથે બીજાનું અહિત કરવાના ઉદ્દેશથી મળી જવું ના જોઈએ, સિવાય કે પૂર્વે કહેવાઈ ગયું છે તેમ, સંયોગોએ એને ફરજ પાડી હોય; કેમકે એ જો જીતે તો તમે એની આણ હેઠળ આવો છો. અને બીજાની ઇચ્છા કે મોજને વશ વર્તવાનું બને ત્યાં સુધી રાજવીઓએ ટાળવું ઘટે છે. મિલાનના ડ્યૂકની સામે વેનીશિયનો ફ્રાંસની સાથે મળી ગયા, (જો કે આ જોડાણ ટાળી શકાયું હોત) અને તેને લીધે વેનીશિયનોનો પોતાનો નાશ થયો. એમ હવે પોપ અને સ્પેને પોતાનાં લશ્કરો સાથે લોમ્બાર્ડી ઉપર આક્રમણ કર્યું તે વખતે જેમ ફ્લોરેન્ટાઈનોની બાબતમાં બન્યું હતું તેમ, જોડાણ જો ટાળી શકાય જ એવું ન હોય તો, ઉપરકહ્યાં કારણોસર, રાજવીએ જોડાઈ જવું જોઈએ. કોઈ

પણ રાજ્ય એવું રખે માને કે પોતે કાયમ સલામત નીતિને અનુસરી શકવાનું છે. ઊલટું, બધા જ શંકાસ્પદ છે એમ ગણીને એણે ચાલવું જોઈએ. વસ્તુસ્થિતિનું સ્વરૂપ જ એવું છે કે એક મુસ્કેલી ટાળવાનો પ્રયાસ કરતાં બીજી મુસ્કેલીમાં સપડાયાં વિના રહેવાતું નથી. એટલે ડહાપણ મુસ્કેલીનું સ્વરૂપ પિછાનવામાં અને ઓછી નુકસાનકારક મુસ્કેલીને આવકાર્ય ગણીને માથે ચડાવવામાં છે. પોતે ગુણપૂજક છે એમ રાજવીએ બતાવી આપવું જોઈએ, જે શક્તિશાળી હોય તેમની બઢતી માટે પસંદગી કરવી જોઈએ, પ્રત્યેક વિદ્યાકલામાં જેમની ઉત્તમતા પુરવાર થઈ હોય તેમનું સન્માન કરવું જોઈએ. વળી પોતાના નાગરિકોને પોત-પોતાના વ્યવસાયો સ્વસ્થ ચિત્તે સંભાળવાનું તેણે પ્રોત્સાહન આપવું જોઈએ, પછી તેઓ વેપારવણજ, ખેતી કે બીજા ગમે તે ધંધામાં પડેલા હોય. આટલું થતાં આને એમ ભય નહીં રહે કે રખે મારું ધન પડાવી લેશે અને તેથી પોતાની સમૃદ્ધિ વધારવાનું એ માંડી નહીં વાળે, જ્યારે પેલો કરવેરાના ડરનો માર્યો ધંધો શરૂ કરવાનું માંડી નહીં વાળે. પણ જે કોઈ આવો પુરુષાર્થ કરે અને જે કોઈ પોતાના નગરને અથવા રાજ્યને કોઈપણ રીતે સમૃદ્ધ કરવા મથે તેને રાજવીએ પુરસ્કારવો જોઈએ. આ ઉપરાંત વર્ષ દરમ્યાન વખતોવખત અનુકૂળ ઋતુ જોઈને એણે લોકોને ઉત્સવો અને તમાશાઓમાં પરોવી રાખવા જોઈએ અને પ્રત્યેક નગર શ્રેણિઓમાં અથવા વર્ગોમાં વિભક્ત થયું હોય છે તેથી આ બધાં જૂથો તરફ એણે લક્ષ આપવું જોઈએ, વખતોવખત એમની સાથે ભળવું જોઈએ અને એમને પોતાની માનવતાનું અને ઉદારતાનું પારખું આપવું જોઈએ; તેમ છતાં તેણે પોતાના ઉચ્ચ પદનું ગૌરવ હંમેશાં સાચવી રાખવું જોઈએ અને ગમે તે પ્રસંગમાં એ અળપાય નહીં એ ખાસ સંભાળવું જોઈએ.

## પ્રકરણ : ૨૨

## રાજવીના મંત્રીઓ વિશે

રાજવીના પ્રધાનોની પસંદગીની બાબત ઓછી અગત્યની નથી. જેવું રાજવીનું શાણપણ તે અનુસાર તેઓ સારા હોય છે અથવા નથી હોતા. શાસકની અને તેના બુદ્ધિવૈભવની પહેલી છાપ તેની આસપાસના માણસોને જોઈને પડે છે. જ્યારે આ માણસો કાબેલ અને વફાદાર હોય છે ત્યારે રાજવી શાણો હશે એવો ખ્યાલ બંધાય છે. કેમકે એમની કાબેલિયતને તે પારખી શક્યો છે અને એમની વફાદારીને તે ટકાવી શક્યો છે. પણ જ્યારે તેઓ આનાથી ઊલટા હોય છે ત્યારે રાજવી વિશે વિપરીત ખ્યાલ બંધાય છે કેમકે એણે પહેલી ભૂલ તો આ માણસોની પસંદગીમાં જ કરેલી હોય છે. સિયેનાના રાજવી પેન્ડોલ્ફો પેટ્રુકીના પ્રધાન તરીકે મેસર એન્ટોનિયો દ વેનાફ્રોને જેઓ ઓળખતા હતા તે સૌ આવો પ્રધાન મેળવનાર રાજવીને ઘણા શાણા માણસ તરીકે પ્રમાણતા હતા. જગતમાં ત્રણ પ્રકારનાં ભેજાં જોવા મળે છે : એક, પારકાની સહાય વિના વસ્તુને સમજી જનાર; બીજું, કોઈ બતાવે ત્યારે સમજી જનાર; અને ત્રીજું પોતાની મેળે કે પારકો સમજાવે તો પણ નહીં સમજનાર. પહેલો પ્રકાર સર્વોત્તમ છે, બીજો પણ ઉત્તમ છે, પણ ત્રીજો તો સાવ નકામો છે. એટલે એ તો સ્પષ્ટ છે કે પેન્ડોલ્ફોને પહેલા પ્રકારનો ન ગણીએ તો પણ એ બીજા પ્રકારનો તો અવશ્ય હતો, કેમકે જ્યારે રાજવી ગમે તેના વચન અને કર્મનો સારાસાર પારખવાની નિર્ણયશક્તિ ધરાવતો હોય છે ત્યારે એને મૌલિક બુદ્ધિ વરેલી ન હોય તો પણ પોતાના પ્રધાનનાં ખરાબ અને સારાં કાર્યોનો એ વિવેક કરી શકે છે અને ખરાબને સુધારીને સારાને ઉત્તેજન આપી શકે છે. અને પ્રધાન પણ એને છેતરવાની આશા રાખી શકતો નથી એટલે સારો રહે છે.

રાજવીએ પ્રધાનને પારખવા માટેની અત્રે વર્ણવી છે તે પદ્ધતિ કદી નિષ્ફળ નિવડી નથી. જ્યારે પ્રધાન તમારા કરતાં પોતાને અધિક ગણનારો અને પ્રત્યેક કાર્યમાં પોતાનો લાભ શોધનારો દેખાય તો સમજવું કે એ કદી સારો પ્રધાન નીવડવાનો નથી તેમજ તમે એના ઉપર આધાર રાખી શકવાના

નથી; કેમકે અન્યના રાજ્યનાં સૂત્રો પોતાના હાથમાં રાખનારે કદી પણ પોતાનો ખ્યાલ ન કરતાં રાજવીનો જ ખ્યાલ કરવો જોઇએ. અને એની સાથે નિસબત ધરાવનારી બાબતો સિવાય બીજા કશામાં ચિત્ત ન ઘાલવું જોઇએ. બીજી બાજુએ રાજવીએ પણ એની વફાદારી ટકી રહે તે ખાતર પ્રધાનનો ખ્યાલ રાખવો જોઇએ, એને સન્માનવો અને સમૃદ્ધ કરવો જોઇએ, એના ઉપર કૃપા વરસાવવી જોઇએ, એને માનઅકરામથી નવાજવો જોઇએ અને એને જવાબદારીનાં કામો સોંપવાં જોઇએ જેથી એના પર વર્ષાવેલા મબલખ ધનમાન કરતાં અધિકની એને અભિલાષા ન રહે અને જે ઉચ્ચ કક્ષાની જવાબદારીઓ એ સંભાળતો હોય તેમાં રખે ફેરફારો થશે એવી એને બીતિ રહ્યા કરે. જ્યારે રાજવીઓ અને પ્રધાનો આ પ્રકારના નાતાથી જોડાયલા હોય ત્યારે એકબીજાની ઉપર આધાર રાખી શકે છે; જ્યારે એમ નથી હોતું ત્યારે પરિણામ એકની અથવા બીજાની બાબતમાં વિઘાતક નીવડે છે

## પ્રકરણ : ૨૩

## કેવી રીતે ખુશામતિયાઓને આઘા રાખવા જોઈએ

એક મહત્ત્વનો વિષય મારે વિસારવો જોઈતો નથી. હું એવી એક ભૂલનો નિર્દેશ કરું છું જે રાજવી વિવેકી ન હોય અથવા માણસોની એની પસંદગી સારી ન હોય તો એ મહામુસીબતે ટાળી શકે છે આ ભૂલ રાજદરબારો જેનાથી સદાય ભરેલા રહે છે તે ખુશામતિયાઓની બાબતમાં થતી હોય છે, કેમકે માણસોને પોતાની બાબતમાં એટલો બધો રસ પડે છે અને એ વિશે પોતાની જાતને તેઓ એટલી બધી છેતરે કે આ દુષ્ટ રોગથી ભાગ્યે જ તેઓ પોતાની રક્ષા કરી શકે છે. વળી રક્ષા કરવાની ઇચ્છા સેવે છે તો તિરસ્કરણીય બનવાનું જોખમ પણ વહોરે છે, કેમકે ખુશામતની સામે સાવધ રહેવાનો એક માત્ર માર્ગ માણસોને એટલું સમજતા કરી દેવાનો છે કે જે સાચું હોય તે કહી નાખવાથી તમને ખોટું લાગવાનું નથી; પણ જો બધા જ તમને સાચું સંભળાવી શકતા હોય તો તમે એમનું માન ગુમાવો છો. તેથી શાણા રાજવીએ ત્રીજો જ માર્ગ લેવો ઘટે છે. તે એ છે કે પોતાના મંત્રીમંડળમાં તેણે ડાહ્યા માણસોની જ પસંદગી કરવી જોઈએ અને પોતાને સત્ય કહેવાની પૂરેપૂરી છૂટ તેણે ફક્ત એમને જ આપવી જોઈએ. તેમાં પણ જે બાબત વિશે રાજવી પૂછે તેની જ વાત તેમણે એને કરવી જોઈએ, બીજા કશાની નહીં. પણ રાજવીએ એમને સઘળી બાબત વિશે પૂછવું જોઈએ અને તેમનો અભિપ્રાય સાંભળી લેવો જોઈએ અને તે પછી પોતે એ વિશે પોતાની રીતે વિચારીને નિર્ણય લેવો જોઈએ. આ મંત્રીમંડળ અને તેમાંની એકેએક વ્યક્તિની સાથે એણે એવું વર્તન રાખવું જોઈએ કે દરેક આટલું સમજી શકે કે જેમ મનમાં કશો ભેદ રાખ્યા વગર બોલીએ તેમ પોતાનું મંતવ્ય વધારે સ્વીકાર્ય બને છે આ લોક ઉપરાંત રાજવીએ બીજા કોઈનું સાંભળવું નહીં જોઈએ, પોતે જે કરવા માગતો હોય તે મક્કમપણે કરવું જોઈએ અને પોતાના નિર્ણયોમાં દઢ રહેવું જોઈએ. જે અન્યથા વર્તે છે તે કાં તો ખુશામતથી પ્રેરાઈને ઉતાવળ કરી બેસે છે અથવા તો વિવિધ અભિપ્રાયોથી દોરવાઈને વારંવાર નિર્ણયો બદલે છે, જેને પરિણામે એને કોઈ લેખામાં લેતું નથી.

આધુનિક સમયમાંથી હું આનું દૃષ્ટાંત આપીશ. ગ્રે લૂકા, હાલના સમ્રાટ મેક્સિમીલિયનનો અનુચર, એ નામદાર વિશે વાત કરતાં એમ કહેતો હતો કે એ કદી કોઈની સાથે મંત્રણા કરતો નથી અને છતાં પોતાની ઇચ્છાનુસાર પણ કશું કરતો નથી. પૂર્વોક્તથી વિપરીત પદ્ધતિને અનુસરવાનું આ પરિણામ છે. સમ્રાટ એ રહસ્યમય પુરુષ હોવાથી એ પોતાની યોજનાઓ કોઈને જણાવતો નથી અને કોઈની સલાહ પૂછતો નથી. પણ જેમ જેમ એનો અમલ થતો જાય તેમ તેમ એ પ્રકાશમાં આવતી જાય છે અને એની આસપાસનું મંડળ એનો વિરોધ કરવા લાગે છે એટલે પોતાના મૂળ પ્રયોજનને એ જોતામાં ચૂકી જાય છે. આમાંથી એવું નીપજી રહે છે કે આજે કંઈ કરે તેને કાલે એ ફેરવી નાખે છે, એ શું કરવા માગે છે તે કોઈ કદી સમજી શકતું નથી, અને એના નિર્ણયો ઉપર કોઈ ભરોસો રાખતું નથી.

એટલે રાજવીએ હંમેશાં સલાહ પૂછવી, પણ કેવળ પોતે ઇચ્છે ત્યારે, બીજો ઇચ્છે ત્યારે નહીં. એથી ઊલટું, પોતાના પૂછ્યા સિવાય કોઈ સલાહ આપવાનો પ્રયત્ન કરે તો એને એકદમ ઉતારી પાડવો જોઈએ; પણ પોતે મોટો પૃચ્છક, અને જેને વિશે પોતે પૂછપરછ કરી હોય તે વિગતોના સત્યનો ધીર શ્રોતા, બની રહેવો જોઈએ. સાચે જ, જો એને એમ માલૂમ પડે કે પોતાને સત્ય કહેવામાં કોઈ અવઢવ રાખે છે તો એણે ગુસ્સે થવું જોઈએ. હવે કેટલાક એમ માનતા હોય છે કે શાણપણ અંગે નામના મેળવનાર રાજવી તેવો ગણાય છે તેનું કારણ એ નથી કે પ્રકૃતિથી તે તેવો છે પણ પોતાની પાસેના સલાહકારોને લીધે તેવો છે. આ લોકો નિઃશંક ખાંડ ખાય છે આ એક એવો અબાધિત નિયમ છે કે જે રાજવી સ્વયં શાણો નથી તેને શાણી સલાહ પણ આપી શકાતી નથી, સિવાય કે એણે આકસ્મિક રીતે પોતાની જાતને એવી એકાદ વ્યક્તિના હાથમાં સોંપી દીધી હોય જે બધી બાબતમાં એના ઉપર હકૂમત ચલાવતી હોય અને પોતે ઘણી શાણી હોય આ દાખલામાં ચોક્કસ એના ઉપર શાસન તો સારું ચાલે પરંતુ એ લાંબું નભે નહીં કેમકે થોડાક સમયમાં પેલો શાસક એનું આખું રાજ્ય પડાવી લે. હવે અનેકની સાથે સલાહમંત્રણા કરવાથી પણ જે રાજવી સ્વયં શાણો નથી હોતો તેની મંત્રણાસમિતિ કદાપિ ઐક્યપૂર્ણ બનતી નથી પોતાના હિતમાં તે તેમનામાં એકમતિ ઉપજાવી શકતો નથી.

આવા દાખલામાં સલાહકારો બધા પોતપોતાનાં હિતોનો જ વિચાર કરતા હોય છે અને એમને ઠેકાણે લાવવાને અથવા સમજવાને રાજવી અસમર્થ

હોય છે. આથી અન્યથા આમાં સંભવતું જ નથી, કેમકે માણસો હંમેશાં બુરા નિવડવાના, સિવાય કે ગરજના માર્યા સાચા થવાની તેમને ફરજ પાડવામાં આવે. એટલે આ ચર્ચાનું નિરાકરણ એ હોવું ઘટે છે કે ગમે તેની પાસેથી મળતી શાણી સલાહ અવશ્ય કરીને રાજવીના શાણપણને આભારી હોય છે, અને નહીં કે રાજવીનું શાણપણ તેને મળેલી શુભ સલાહને આભારી છે.

## પ્રકરણ : ૨૪

# ઇટલીના રાજવીઓએ શા માટે પોતાનાં રાજ્ય ગુમાવ્યાં છે

ઉપર ઉલ્લેખેલી બાબતોનું જો વિવેકપૂર્વક પાલન કરવામાં આવે તો નવા રાજવીને તે પરંપરાસિદ્ધ રાજવી જેવો કરી દેખાડશે, એટલું જ નહીં, જૂના કાળથી એ ત્યાં પ્રતિષ્ઠિત થયો હોય તેના કરતા પણ એને એના રાજ્યમાં જોત-જોતામાં સુરક્ષિત અને સુદૃઢ બનાવશે; કેમકે, વંશપરંપરાગત રાજવીના કરતાં નવા રાજવીનાં કાર્યો ઉપર લોકોની વધારે નજર રહે છે અને જ્યારે એ સત્કાર્યો તરીકે પ્રતીત થાય છે ત્યારે લોકોનાં હૃદય એ વધારે પ્રમાણમાં જીતી શકે છે પછી તો તે પુરાણા રાજવંશનો હોય તે કરતાં પણ લોકો તેને વધારે નિષ્ઠાથી વળગે છે; કેમકે માણસોને ભૂતકાળીન કરતાં વર્તમાન પદાર્થોની વિશેષ આસક્તિ હોય છે અને જો વર્તમાનમાં તેઓ પોતાને સુખી માનતા હોય તો એ તે આનંદથી ભોગવે છે અને બીજું કશું વાંછતા નથી; એટલું જ નહીં જ્યાં સુધી રાજવી બીજી બાબતોમાં ખામીવાળો ન લાગ્યો હોય ત્યાં સુધી એની પડખે રહેવા તેઓ સર્વ કંઈ કરી છૂટે છે. આ રીતે તેને નવું રાજ્ય સ્થાપ્યાની અને ઉત્તમ કાયદાથી, ઉત્તમ સૈન્યથી, ઉત્તમ મિત્રોથી અને ઉત્તમ દૃષ્ટાંતોથી તેને શોભાવ્યાની અને સુદૃઢ કર્યાની બેવડી કીર્તિ વરશે; જેમ જન્મસિદ્ધ રાજવી હોવા છતાં પણ વિવેકના અભાવે જેણે પોતાની રાજગાદી ગુમાવી હોય તેને બેવડી અપકીર્તિ વરે તેમ.

અને આપણા સમયમાં ઇટલીમાં પોતાની સત્તા ગુમાવીને બેસનારા શાસકોનો, જેમકે નેપલ્સના રાજાનો, મિલાનના ડ્યૂકનો અને બીજાઓનો જે કોઈ ખ્યાલ કરશે, તેને માલૂમ પડશે કે પૂર્વે આપણે વિસ્તારથી ચર્ચી ગયા છીએ તે કારણોસર એમની પહેલી અને સર્વસાધારણ ખામી તે એમના સૈન્યને લગતી હતી. તે પછી આપણને માલૂમ પડે છે કે કેટલાકની બાબતમાં કાં તો લોકોનો વિરોધ હતો અથવા લોકો અનુકૂળ હતા તો અમીરવર્ગના ટેકાનો તેમને પાકો ભરોસો નહોતો; જે રાજ્ય પોતાનું સૈન્ય રણક્ષેત્રમાં ઉતારવાને પૂરતું સમર્થ હોય તે આવી કોઈ ખામીઓ વિના ગુમાવાતું નથી.

મેસિડોનનો ફિલિપ-મહાન સિકંદરનો પિતા નહીં પણ જેણે ટાઈટસ ક્વિન્ટિ- યસ ઉપર જીત મેળવી હતી તે—એના ઉપર આક્રમણ કરનાર રોમ અને ગ્રીસનું હતું તેવું મોટું રાજ્ય નહોતો ધરાવતો, પણ પોતે લશ્કરી માણસ હતો અને પોતા થકી લોકોને શી રીતે તૃપ્ત કરવા અને સમર્થોનો પક્ષ શી રીતે મેળવવો તે એને આવડતું હતું તેથી આ બંનેની સામે વર્ષો સુધી એ યુદ્ધમાં ટકી રહ્યો; અને અંતે જો કે એણે કેટલાંક નગરો ઉપરની પોતાની સત્તા ગુમાવી તો પણ પોતાનું રાજ્ય એ સાચવી શક્યો.

એટલે આપણા રાજવીઓ પૈકી જેમણે પોતાની રાજસત્તા ઘણાં વર્ષો સુધી સંભાળી હોય તેમણે હવે જો એ ગુમાવી હોય તો નસીબ ઉપર દોષારો- પણ નહીં કરતાં પોતાના પ્રમાદ ઉપર કરવું ઘટે છે. કેમકે વસ્તુસ્થિતિ કદાપિ બદલાય પણ ખરી એવો ખ્યાલ શાંતિકાળમાં નહીં કરવાને લીધે (વાતાવરણ અનુકૂળ હોય ત્યારે આંધીની કલ્પના ન કરવી એ મનુષ્યોનો સર્વસામાન્ય દોષ છે) જ્યારે આપત્તિકાળ આવ્યો ત્યારે તેમણે આત્મરક્ષણ કરવાને બદલે માત્ર ભાગી છૂટવાનો વિચાર રાખ્યો અને એવી આશા સેવી કે વિજેતાની તોછડા- ઈથી રોષે ભરાઈને લોકો પોતાને પાછા નોતરશે. હવે બીજા ઉપાયો ના હોય ત્યારે આ ઉપાય સારો છે; પણ કેવળ એને લક્ષમાં રાખીને બીજા ઉપાયો પ્રત્યે દુર્લક્ષ કરવું ભારે ખરાબ છે, કેમકે પોતાને ઊંચકી લેવા માટે પાછળથી કોઈ આવી પહોંચવાનું છે એવું માનીને કોઈ ઊંચેથી પડતું મૂકવાની ઈચ્છા સેવતું નથી. એવું બને કે ના પણ બને; અને બને તો પણ એ કંઈ તમને સલામતી બક્ષવાનું નથી કેમકે તમે તમારી જાતને મદદ કરી નથી પણ કાયરની જેમ બીજાની મદદ મેળવી છે.

સંરક્ષણના એ જ માર્ગો ઉત્તમ, ભરોસાદાર અને સંગીન કહી શકાય જે કેવળ તમને અને તમારી શક્તિઓને આધીન હોય.

## પ્રકરણ : ૨૫

### માનવ વ્યવહારોમાં ભાગ્યને કેટલે અંશે જોગથી લઈ શકાય અને કેવી રીતે તેની સામે થવાય

દુન્યવી ઘટનાઓ ભાગ્યથી અને ઈશ્વરથી એટલી બધી નિયંત્રિત થાય છે કે મનુષ્યો પોતાના જ્ઞાન અને વિવેકથી તેને ફેરવવાને અસમર્થ છે, એટલું જ નહીં, એનો કોઈ ઉપાય જ નથી, એવો અભિપ્રાય, પૂર્વે કેટલા બધા માણસોએ ધરાવ્યો છે અને હજી પણ ધરાવે છે, એનાથી હું અજ્ઞાત નથી. આ કારણે એને વિશે ઝાઝી મથામણ કરવી એને તેઓ વ્યર્થ માને અને દૈવને જેવો ઘાટ ઘડવો હોય તેવો ઘડે એમ કરીને મન વાળે એ પણ સમજી શકાય તેમ છે.

મનુષ્યની કલ્પના કદી ન કરે એવાં જબ્બર પરિવર્તનો આપણને જોવા મળ્યાં છે, અને હજુ રોજ જોવા મળે છે, તેને લીધે આપણા સમયમાં આ મત ધરાવનારાઓનું પ્રમાણ વધ્યું હોય એમ પણ જોવા મળે છે. જ્યારે હું આનો વિચાર કરું છું ત્યારે મને પણ ક્યારેક ક્યારેક આ અભિપ્રાયમાં ભાગ પડાવવાનું મન થઈ જાય છે. તેમ છતાં આપણું કર્તૃત્વ, આપણી સ્વતંત્ર ઇચ્છા, છેક જ અસ્ત ન થઈ જાય તેટલા માટે હું એમ સમજું છું કે ભાગ્ય એ આપણાં અર્ધાં કર્મોનું નિયંતા છે પણ બાકીનાં અર્ધાં કે લગભગ તેટલાં કર્મોના નિયંતા થવાની આપણને તે છૂટ આપે છે એમ કહેવું સાચું છે. ભાગ્યને હું વેગવાન નદી સાથે સરખાવી શકું. જ્યારે તે ગાંડીતૂર બનીને તોફાને ચડી હોય ત્યારે તે સપાટ પ્રદેશોને પાણીથી તરબોળ કરે છે, વૃક્ષો અને મકાનોને ઊખેડી નાખે છે, આ કાંઠે ખોદાણ કરીને તે કાંઠે માટીના ઢગલા વાળે છે; બધા એનાથી દૂર ભાગવા માંડે છે અને તેનો સામનો કરવાની શક્તિના અભાવે સૌ તેની ઉન્મત્તાઈને વશ વર્તે છે. હવે જો કે તે આ પ્રકારની છે તો યે જ્યારે તે પ્રશાંત હોય ત્યારે બંધો અને પુશ્તાઓ બાંધીને લોકો પૂરની સામે પ્રબંધ કરી શકે છે, જેથી પૂર આવે ત્યારે એનાં પાણી કાં તો નહેરમાં વળી જાય અથવા તો તે વેગથી ધસે ત્યારે પણ ઉન્મત્ત અને ભયંકર ન બની શકે. આવું જ ભાગ્યનું પણ છે. જ્યાં એની સામે પ્રતિકાર નથી યોજાયો હોતો ત્યાં એ પોતાની શક્તિનો પરચો આપે છે અને જે દિશામાં

એનાં પૂરને રોકવાને બંધ કે પુશ્તાની જોગવાઈ થઈ હોતી નથી તે દિશામાં તે પોતાનો પ્રમત્ત પ્રવાહ વાળે છે. હવે તમે જો ઈટલી, જે પરિવર્તનોનું એક ધામ છે અને જેણે પરિવર્તનોને વેગ પણ આપ્યો છે, તેની પરિસ્થિતિને લક્ષમાં લેશો તો તમને માલૂમ પડશે કે કોઈપણ પ્રકારના કાંઠા કે બંધ વિનાનો એ દેશ છે. જર્મની, સ્પેન અને ફ્રાંસની માફક સમુચિત ઉપાયોથી તેનું રક્ષણ થયું હોત તો જે જળપ્રલયથી આટલાં મોટાં પરિવર્તનો પેદા થયાં છે તે ન થયાં હોત અથવા બિલકુલ જ ન થયા હોત.

એકંદરે ભાગ્યનો પ્રતિકાર કેમ કરવો તે બાબતમાં આટલું પૂરતું થશે. પણ મારા કથનને વિશિષ્ટ દાખલાઓ પૂરતું મર્યાદિત કરું તો હું બતાવી શકું કે આજે એક રાજવીનો ભાગ્યોદય તો આવતી કાલે તેનો સર્વનાશ થયેલો જોવા મળે છે, પણ રાજવીએ પોતાનું સ્વરૂપલક્ષણ બદલ્યું હતું કે નહીં તે જાણ્યા વિના આપણે જોવા મળે છે. એટલે પહેલું તો હું એમ માનું છું કે આપણે વિસ્તારથી ચર્ચી ગયા છીએ તે કારણોથી જ આવું પરિણામ નીપજે છે. જે રાજવી સર્વથા ભાગ્ય ઉપર જ આધાર રાખે છે તે ભાગ્ય બદલાય છે ત્યારે પાયમાલ થઈ જાય છે. હું એમ પણ માનું છું કે સમયની આવશ્યકતા સાથે જે પોતાની કાર્યપદ્ધતિનો મેળ બેસાડે છે તે સુખી થાય છે અને એજ પ્રમાણે જેની કાર્યપદ્ધતિ સમયની વિરુદ્ધ હોય છે તેને દુર્દૈવ ઘેરી વળે છે; કેમકે, એટલું તો જોઈ શકાય છે કે એકેએક વ્યક્તિની દૃષ્ટિ આગળ રમતા ઉદ્દેશની ભણી અર્થાત્ કીર્તિ અને ધન ભણી, દોરી જનારી જે બાબતો છે તેમાં માણસો વિવિધ રીતે પ્રવર્તે છે. કોઈ સાવધાનીથી તો કોઈ આવેગથી; કોઈ હિંસાથી તો કોઈ લુચ્ચાઈથી; કોઈ ધીરજથી તો કોઈ અધીરતાથી : આ બધા ભિન્ન ભિન્ન માર્ગે રહીને માણસ પોતાના લક્ષ્ય સુધી પહોંચી શકે છે. વળી એમ પણ જોવા મળે છે કે સાવધ રહેનારા બે માણસો હોય તેમાંનો એક પોતાની યોજનામાં સફળ થાય છે જ્યારે બીજો નથી થતો; એ જ પ્રમાણે જુદી પદ્ધતિઓ અજમાવવા છતાં અર્થાત્ એક સાવધપણે અને બીજો આવેશ-પૂર્વક વર્તે છતાં બે માણસો સરખી રીતે સફળ થતા હોય એમ પણ જોવા મળે છે. આમ બનવાનું કારણ પરિસ્થિતિનું સ્વકીય સ્વરૂપ છે, જે કાર્યપદ્ધતિને અનુકૂળ થાય કે ન પણ થાય. આમાંથી હું પૂર્વે કહી ગયો છું તેમ એવું પરિ-ણામ નીપજે છે કે જુદી જુદી રીતે પ્રવર્તનારા બે માણસો એકસરખું મેળવી શકે, અને એકસરખી રીતે પ્રવર્તનારા બીજા બે માણસોમાંથી એક પોતાનું લક્ષ્ય સિદ્ધ કરી શકે અને બીજો ન પણ કરી શકે. સમૃદ્ધિમાં આવનારાં

પરિવર્તનો પણ આના પર જ અવલંબે છે કેમકે સાવધાની અને વિવેકપૂર્વક વર્તનારને જો સમય અને સંજોગો સાનુકૂલ હશે તો એ સફળ થશે, પણ સમય અને સંજોગો જો બદલાશે તો એ પાયમાલ થશે, કેમકે એ માણસ પોતાની કાર્યપદ્ધતિ બદલતો નથી. આ વિધિચક્રના સાથે અનુકૂળ થઈ શકાય એવું ડહાપણ કોઈનામાં જોવા મળતું નથી, કેમકે પોતાની પ્રકૃતિ જે તરફ વળે તે દિશામાંથી માણસ પોતે ફંટાઈ શકતો નથી અથવા તો જે એકના એક માર્ગે ચાલવાને કારણે માણસ સફળ થયો હોય તે માર્ગ છોડી દેવાનું પોતાના હિતમાં છે એવું એ પોતાના મનને મનાવી શકતો નથી. અને તેથી જ્યારે ઓચિંતું કોઈક પગલું ભરવાનો સંજોગ ઉપસ્થિત થાય ત્યારે કેવી રીતે એ પગલું ભરવું તે સાવધાનપણે વર્તનાર માણસને સમજાતું નથી અને પરિણામે તેનો નાશ થાય છે. કેમકે સમય અને સંજોગોની સાથે જે પોતાની પ્રકૃતિ બદલી શકતો હોય તેનું ભાગ્ય કદી બદલાતું નથી.

પોપ જૂલિયસ બીજો જે કંઈ કરતો તે આવેગપૂર્વક કરતો છતાં એની કાર્યપદ્ધતિની સાથે સમય અને સંજોગોનો એવો મેળ બેસી ગયો હતો કે એનાં કાર્યોનાં હંમેશાં રૂડાં પરિણામો આવતાં. મેસર જિયોવાની બેન્ટિવોગ્લી હજી તો જીવતો હતો ને જ બોલોગ્ના સામે પોપે જે પહેલું યુદ્ધ માંડ્યું તેનો ખ્યાલ કરો. વેનીશિયનોને આ પગલું રુચ્યું નહોતું તેમ સ્પેનના રાજાને પણ નહોતું રુચ્યું. ફ્રાંસ એની સાથે આ સાહસ પરત્વે હજી તો મંત્રણાઓ કરતું હતું; તેમ છતાં આ બધાની દરકાર રાખ્યા વિના, પોતાના ઝનૂની અને આવેશપ્રધાન સ્વભાવને લીધે, એણે જાતે આ યુદ્ધમાં ઝંપલાવ્યું. એના આ પગલાથી સ્પેન અને વેનીશિયનો હબક ખાઈ ગયાં અને વિમાસણમાં પડ્યાં, કેમકે વેનીશિયનો ગભરાઈ ગયા હતા અને સ્પેનની મુરાદ આખું નેપલ્સનું રાજ્ય પાછું મેળવી લેવાની હતી. બીજી બાજુએ ફ્રાંસના રાજાને પોપે પોતાની સાથે ભેરવ્યો હતો, કેમકે પોતાને આવું પગલું ભરતો જોઈને તેમજ વેનીશિયનોને દબાવી દેવા માટે પોતાની મૈત્રીની એને ગરજ હતી તે કારણે ફ્રાંસનાં હિતોને નુકસાન પહોંચાડ્યા સિવાય લશ્કર મોકલી આપવાની ફ્રાંસનો રાજા ના ભણી શકવાનો નહોતો. આમ જૂલિયસે પોતાના આવેશભર્યા પગલાથી કોઈ પણ પોન્ટીફથી માનવ પ્રજ્ઞાની પરિસીમા દાખવવા છતાં જે સિદ્ધ થઈ શક્યું ન હોત તે સિદ્ધ કરી બતાવ્યું, કેમકે બીજા કોઈ પોન્ટીફે કર્યું હોત તેમ બધી તૈયારીઓ પૂરી થાય અને રોમ છોડતાં અગાઉ બધો બંદોબસ્ત થઈ જાય તે માટે એ રોકાઈ ગયો હોત તો આ પગલું કદાપિ સફળ થાત નહીં. કેમકે તો ફ્રાંસના રાજાએ

હજાર બહાનાં શોધી કાઢયાં હોત અને બીજાઓએ તેને હજાર ભયો દેખાડયા હોત. એનાં બીજાં કાર્યો ઉલ્લેખવાનું હું રહેવા દઉં છું. એ બધાં પણ આ પ્રકારનાં જ હતાં અને બધાં રૂડી પેરે સફળ થયા હતાં. એના અલ્પાયુષ્યે પણ એને યારી આપી અને આથી વિરુદ્ધનો અનુભવ એને ન કરાવ્યો કેમકે પાછળથી જો એવો અવસર આવ્યો હોત, જેમાં સાવધાનીપૂર્વક વર્તવાનું જરૂરી બન્યું હોત, તો અવશ્ય તેનો વિનાશ થાત, કેમકે એના સ્વભાવે એને જે કાર્યપદ્ધતિ પ્રત્યે વાળ્યો હતો તેમાંથી એ કદાપિ પાછો વળત નહીં. એટલે હું એમ કહીને સમાપન કરું છું કે ભાગ્ય બદલાયાં કરે છે અને માણસો પોતાની નીતિરીતિમાં સ્થિર રહે છે તેથી એમની નીતિરીતિ જ્યાં સુધી સંજોગોને અનુરૂપ હોય ત્યાં સુધી સફળતા પ્રાપ્ત થાય છે, પણ જ્યારે તે સંજોગોની વિરુદ્ધ હોય ત્યારે નિષ્ફળતા પ્રાપ્ત થાય છે. હું ચોક્કસ એમ માનું છું કે સાવધ થવા કરતાં આવેશયુક્ત બનવું વધારે સારું છે કેમકે ભાગ્ય એ સ્ત્રીના જેવું છે અને જો તમે એના ઉપર સ્વામિત્વ સ્થાપવા માગતા હો તો એને બળપૂર્વક તાબે કરવું એ જરૂરનું છે. વળી એમ પણ જોઈ શકાશે કે ગણીગણીને ડગલાં માંડનારા કરતાં હિંમતથી ધસી જનારાને એ પોતાને જીતી જવા પણ દે છે. એટલે, સ્ત્રીની માફક જ, ભાગ્ય પણ જુવાનની જ દોસ્તી શોધે છે કેમકે જુવાનો ઓછા સાવધ, વધારે ઝનૂની અને પોતાને વધારે ધૃષ્ટતાથી વશ કરનારા હોય છે.

સમયથી જે ઘારા દૂઝયાં કરે છે તે મટાડનારની વાટ જુએ છે. આ જુઓ, એ ઈશ્વરને પ્રાર્થી રહ્યું છે કે આ ઘોર અત્યાચારો અને અપમાનમાંથી પોતાને છોડાવી શકે એવા તારણહારને એ મોકલી આપે. કેવળ પોતાનો ઉદ્ધાર કરનાર કોઈ મળી આવે તો કોઈ પણ ધોરણ અપનાવવા માટે એ કેટલું ઉત્સુક અને તત્પર છે તે તો જુઓ. આપનું સુકીર્તિત રાજકુટુંબ આ મુક્તિયત્નમાં અગ્રેસર બને તે સિવાય બીજા કશાની આશા અત્યારે એ સેવી શકે એમ નથી. કેમકે પોતાની સત્તા અને સૌભાગ્યના પ્રતાપે આ કુટુંબ કેટલું બધું મહિમાવંતું છે, તેમજ જે ધર્મસત્તાનું અત્યારે તે સૂત્રધાર છે તેની અને ઈશ્વરની એના પર કેટલી બધી મહેર છે. વળી મેં પૂર્વે જેમનો ઉલ્લેખ કર્યો છે તેમનાં જીવન અને કાર્યોનું સ્મરણ કરી જશો તો કામ એટલું બધું અઘરું પણ નથી. અગર જો કે એ માણસો વિરલ અને અદ્ભુત હતા તેમ છતાં તેઓ પણ માણસો જ હતા અને તેમનામાંના દરેકને આજે મળે તેના કરતાં તક પણ ઓછી હતી કેમકે એમનાં પરાક્રમો આજના કરતાં વધારે ન્યાયપૂર્ણ કે વધારે સરળ નહોતાં, અથવા તો ઈશ્વરની આપની ઉપર છે તે કરતાં તેમની ઉપર વધારે મહેર નહોતી. આ એક ધર્મકાર્ય છે; "આ યુદ્ધ આવશ્યક છે અને ધર્મ્ય છે; અને આ શસ્ત્રો તે પવિત્ર શસ્ત્રો છે, કેમકે શસ્ત્રો વિના સંરક્ષણની કોઈ જ આશા નથી". આજે આને માટે પ્રબળ ઝંખના જાગેલી છે અને જ્યાં ઝંખના પ્રબળ હોય ત્યાં કોઈ મુશ્કેલી ટકી શકતી નથી, માત્ર આપની સમક્ષ દૃષ્ટાંત-રૂપે જેમનાં કાર્યો રજૂ કરેલાં છે તેમણે યોજેલા ઉપાયો આપે કામે લગાડેલા હોવા જોઈએ. આ ઉપરાંત, ઈશ્વરની અપૂર્વ અને અદ્ભુત લીલા અહીં સર-જાયેલી નીરખીએ છીએ; અફાટ સાગર લહેરે છે, વાદળીઓ પંથ બતાવે છે, શિલાઓમાંથી પાણી ઝમે છે. સતત અમૃતવર્ષા ચાલી રહી છે. અને એકેએક વસ્તુ આપના ઐશ્વર્યની અભિવૃદ્ધિ કરે છે. માત્ર જેટલું અધૂરું છે તેટલું જ આપે પૂરું કરવાનું છે. ઈશ્વર બધું કરી દેતો નથી કેમકે આપણી સ્વતંત્ર ઈચ્છા, અર્થાત આપણું કર્તૃત્વ, તેમજ આપણે કાજે નિર્મેલો યશભાગ છિનવાઈ જાય એવી એની ઈચ્છા નથી. આપનું સુકીર્તિત રાજકુટુંબ જે કાર્યો બજાવશે એવી આશા સેવવામાં આવે છે તેવાં અગાઉ ઉલ્લેખાયેલા એક પણ ઈટાલિયને બજાવ્યાં નથી એમાં કોઈ આશ્ચર્ય નથી. અને જો ઈટલીમાં સરજાયેલી સંખ્યા-બંધ ક્રાંતિઓ અને લડાયક પ્રવૃતિઓમાંથી હંમેશાં એવો આભાસ પેદા થતો હોય કે તેનું યુદ્ધસામર્થ્ય બુઝાઈ ગયું છે તો એનું કારણ એ છે કે એમાં અપ-નાવાયેલી પુરાણી પદ્ધતિઓ સારી નહોતી અને એવી કોઈ વ્યક્તિ પણ

આગળ નહોતી આવી જેને નવી પદ્ધતિઓ શોધી કાઢતાં આવડતી હોય. નવોદિત નેતાને નવા કાયદા અને નવા ઉપાયો પ્રયોજવાથી જેટલું માન મળે છે તેટલું બીજા કશાથી મળતું નથી. આ વસ્તુઓ જો સુસ્થાપિત અને સ્વકીય મહત્તાવાળી હશે તો નેતાને આરાધ્ય અને સ્તુતિયોગ્ય બનાવશે. હવે ઈટલીમાં એકે બાબત એવી નથી જેમાં પ્રત્યેક પ્રકારની નવી વ્યવસ્થા દાખલ કરવા માટે પૂરેપૂરો અવકાશ ન હોય; ઉપરીવર્ગમાં ખૂટતાં હોય તો તે ભલે, બાકી અહીં વ્યક્તિઓમાં ભારે મોટા સદ્‌ગુણો પડેલા છે. જુઓ તો ખરા, દ્વંદ્વયુદ્ધોમાં, તેમજ લડનારા જેમાં થોડા હોય તેવી લડતોમાં બળ, કૌશલ અને ચાતુર્યમાં તેમની શ્રેષ્ઠતા કેવી ઝળકી ઊઠે છે; પણ જ્યારે સૈન્યની વાત આવે ત્યારે તેમનો દેખાવ કંગાળ હોય છે. આવું સર્વથા નેતાઓની કમજોરીમાંથી જ નીપજે છે. કેમકે જેમનામાં આવડત છે તેમને કોઈ ગાંઠતું નથી, દરેક જણ એમ માને છે કે પોતાને જ બધું જ આવડે છે, અને અત્યાર સુધીમાં પોતાના પુરુષાર્થ અને પ્રારબ્ધના જોરે એક પણ વ્યક્તિએ એવું ઊંચું સામર્થ્ય દાખવ્યું નથી, જેથી બીજાઓનો તેને વશ રહ્યે જ છૂટકો હોય એટલે બન્યું છે એવું કે છેલ્લાં વીસ વર્ષ દરમ્યાન થયેલાં સઘળાં યુદ્ધોમાં સૈન્ય જો સાવ ઇટેલિયન હોય તો એણે હંમેશાં માર જ ખાધો છે. પહેલો દાખલો જોવો હોય તો ટેરોનો છે, પછી એલેક્ઝાન્ડ્રીઆ, કાપુઆ, જેનોઆ, વેઇલા, બોલોગ્ના અને મેસ્ત્રીનો વારો આવે છે.

એટલે આપનું સુકીર્તિત રાજકુટુંબ જો પોતાના દેશને મુક્તિ અપાવનારા મહાપુરુષોને અનુસરવા માગતું હોય તો એના જેવું રૂડું બીજું કશું નથી, કેમકે, આ પ્રકારની પ્રત્યેક જવાબદારીનો સાચો પાયો જ એ છે કે આપણી પાસે આપણું પોતાનું સુસજ્જ સૈન્ય હોવું જોઈએ; કેમકે એવા સૈન્યમાં હોય તેના કરતાં વધારે વફાદાર, વધારે સાચા અને વધારે સારા સૈનિકો મળી શકે જ નહીં. અને જો કે એમાંનો પ્રત્યેક વ્યક્તિગત રીતે સારો હોય તો પણ સંયુક્ત થવાથી તેઓ અધિક સારા બને છે; ખાસ કરીને જ્યારે એમનો રાજવી એમની સરદારી લે છે અને તેઓ તેના માનપાત્ર અને કૃપાપાત્ર બને છે ત્યારે. એટલે આપણા પોતાના જોર પર મુસ્તાક રહીને પરદેશીઓથી ઈટલીનું રક્ષણ કરવા શક્તિમાન થવું હોય તો આ પ્રકારનું સૈન્ય તૈયાર કરવું એ જરૂરનું છે. અગર જો કે સ્વિસ અને સ્પેનિશ પાયદળો ગજબનાક લેખાય છે તોપણ તેમની ત્રુટિઓ એવી છે કે ત્રીજા જ પ્રકારની વ્યૂહનીતિથી કેવળ તેમનો પ્રતિકાર જ નહીં પણ તેમને પરાસ્ત કરવાની પણ ખાતરી પડે. કેમકે

સ્પેનીઅર્ડો ઘોડેસવાર દળનો હલ્લો ઝીરવી શકતા નથી અને સ્વિસ દળને તેના જેટલી મક્કમતાથી સામનો કરનારા પાયદળની ભીતિ રહે છે. આમાંથી અનુભવે સમજાય તેવું પરિણામ એ નીપજી રહ્યું છે કે સ્પેનીઅર્ડો ફ્રેંચ ઘોડેસવાર દળોના આક્રમણ સામે ટકી શકતા નથી અને સ્વિસ દળોને સ્પેનીઅર્ડો પાછાં ફેંકે છે. અને જો કે બીજા પ્રકારનું સંપૂર્ણ દૃષ્ટાંત સુલભ નથી તોપણ રેવેનાની લડાઈએ એક દૃષ્ટાંત પૂરું પાડ્યું હતું ખરું. એમાં સ્પેનિશ પાયદળો સ્વિસ દળોની માફક જ રચાયેલાં જર્મન દળો ઉપર હલ્લો કર્યો હતો. સ્પેનીઅર્ડોએ પોતાની શારીરિક ચપળતાથી અને પોતાની ઢાલની મદદથી જર્મનોના ભાલાના આડા ને અવળા ઘા ચુકાવીને જર્મનો પોતાનું રક્ષણ જ કરી ન શકે એવી રીતે સલામતીપૂર્વક તેમને ભીડાવ્યા હતા. અને જો ઘોડેસવાર દળો સ્પેનિશ દળો ઉપર ત્રાટક્યાં ન હોત તો જર્મન દળો સાવ સાફ થઈ ગયાં હોત. એટલે આ બન્ને પ્રકારનાં પાયદળોની ખામી જાણી લીધા પછી ત્રીજું એવા પ્રકારનું દળ ઊભું કરી શકાય જે ઘોડેસવાર દળનો સામનો કરી શકે અને પાયદળથી જેને ગભરાવાનું રહે નહીં. શસ્ત્રોની પસંદગીથી અને નવા પ્રકારના સંગઠનથી આટલું થઈ જશે. અને આ એવી બાબતો છે જે નવેનવી દાખલ થાય ત્યારે નવા રાજવીને પ્રતિષ્ઠા અને ભવ્યતા અર્પે છે.

એટલે ઈટલીને તેનો તારણહાર મળી રહે તે માટે આ તક એળે જવા દેવી ન જોઈએ. પરદેશી આક્રમણો હેઠળ જેમણે રીબામણ વેઠી છે તે પ્રાન્તો કેવા ઉમળકાથી તેનું સ્વાગત કરશે વૈરની કેવી પ્યાસથી, કેવી અચલ નિષ્ઠાથી, કેવા પ્રેમથી અને કેવાં કૃતજ્ઞતાનાં આંસુથી તેને અનુસરશે તે વર્ણવવા મારી પાસે શબ્દો નથી. કોનાં દ્વાર એની સામે બંધ રહેવાનાં હશે ? કયા લોકો એનો પડ્યો બોલ ઝીલવા સજ્જ નહીં હોય ? કોનો દ્વેષ એને પડકારશે ? કયો ઇટાલિયન પોતાની નિષ્ઠા રોકી રાખશે ? પ્રત્યેકના નસકોરાંમાં આ જંગલીઓનું વર્ચસ્વ ગંધાય છે. એટલે આપનું સુકીર્તિત રાજકુટુંબ હિંમતથી અને ધર્મ્ય હેતુએ પ્રેરેલી આશાથી આ જવાબદારી હાથ ધરો, જેથી એના નેજા હેઠળ આપણી પિતૃભૂમિનો ઉદ્ધાર થાય અને એના આશ્રય હેઠળ પેટ્રાર્કના નીચેના ઉદ્‌ગારો સાર્થક થાય :

આસુરી કોપ સામે વીરત્વ આયુધો સજશે;

અને યુદ્ધ સત્વર વધો ! કેમકે ઇટલિયનોના હૃદયને આંદોલિત કરનારી પેલી પુરાણી અસ્મિતા હજી મરી પરવારી નથી.




